YP - scan

।। धन्यो गृहस्थाश्रमः ।।

# विवाह संस्कार

समाज्ञी श्वशुरे भव समाज्ञी श्वश्र्वां भव ।
ननान्दरि समाज्ञी भव समाज्ञी अधि देवृषु ।।

ऋग्वेद - १०/८५/४६




।। यद् भद्रं तन्न आ सुव ।।

# दैवी संतान

। तनूपा अग्नेऽसि तन्वं मे पाहि ।
। आयुर्दा अग्नेऽसि आयुर्मे देहि ।
। वर्चोदा अग्नेऽसि वर्चो मे देहि ।

## बर्थ डे गीफ्ट

*हे परमात्मा ! मने तमारो लाडको दीकरो बनावो.*

मूल्यः पचीस रुपिया

*न विप्रपादोदकपंकिलानि न वेदशास्त्रध्वनिगर्जितानि।*
*स्वाहा-स्वधाकारविवर्जितानि श्मशानतुल्यानि गृहाणि तानि।।*

ज्यां ब्राह्मणोनुं पादप्रक्षालन - पूजन थतुं नथी, वेदशास्त्रोनी गर्जना-मंगल घोष संभळातो नथी. स्वाहाकार-होम अने स्वधा-तर्पण थतुं नथी ते घर स्मशान जेवां छे.

*न्यायार्जितधनः तत्वज्ञाननिष्ठः अतिथिप्रियः।*
*श्राद्धकृत् सत्यवादी च गृहस्थः अपि विमुच्यते।।*
*(याज्ञवल्क्यस्मृति)*

न्यायथी धन कमानार, तत्वज्ञान-विचारप्रेमी, अतिथिने देव माननार, श्राद्धकरनार अने सत्यवादी गृहस्थ होवा छतां पण मुक्ति पामे छे.

लेखक
डॉ. मुकुन्दचन्द्र शांतिलाल ठाकर
M.A., Ph.D., वेदान्ताचार्य, राष्ट्रभाषा आचार्य,
साहित्यरत्न, साहित्य-धर्मशास्त्र-शास्त्री,
झाला-वल्लभ वेदपुरस्कार विजेता

प्राप्तिस्थान
डॉ. मुकुन्दचन्द्र शांतिलाल ठाकर
७/४०२, तुलसीधाम, तत्वज्ञानविद्यापीठ पाछळ,
अपना बजार पोस्ट - थाणा - ४०० ६१०
फोन - २५८९ ३०२८ / ९३२३० ७०४०३

## અનુક્રમ


| | | | |
|---|---|---|---|
| ભૂમિકા | ૧ | ગોત્રોચ્ચાર | ૩૨ |
| મંગલ - કામના | ૪ | વિવાહ હોમ | ૩૩ |
| પૂરક સાહિત્ય | ૪ | દેવીસંતાન | ૩૭ |
| સંસ્કાર | ૫ | ચતુર્થીકર્મ | ૩૮ |
| વિવાહ વિધિ | ૧૦ | ગર્ભાધાન સંસ્કાર | ૩૯ |
| મધુપર્ક પ્રયોગ | ૧૦ | સગર્ભા માટે મનનીય વાતો | ૪૩ |
| કન્યાદાન સંકલ્પ | ૧૫ | પુંસવન સંસ્કાર | ૪૮ |
| કન્યાસ્તુતિ | ૧૯ | જાતકર્મ સંસ્કાર | ૫૦ |
| વિવાહ હોમ | ૨૦ | બાટલીનું દૂધ | ૫૫ |
| મંગલફેરા | ૨૧ | પ્રસૂતિગૃહની રક્ષા | ૫૭ |
| સપ્તપદી | ૨૩ | નામકરણ સંસ્કાર | ૫૮ |
| ચતુર્થીકર્મ | ૨૭ | નિષ્ક્રમણ સંસ્કાર | ૫૯ |
| પરિશિષ્ટ | ૨૯ | અન્ન પ્રાશન સંસ્કાર | ૫૯ |
| મંગલાષ્ટક | ૩૦ | કર્ણવિધ સંસ્કાર | ૬૨ |
| ગૃહસ્થાશ્રમ પ્રશંસા | ૩૧ | ચૌલ સંસ્કાર | ૬૨ |


બાળક જન્મે ત્યારે જમણા કાનમાં બોલવાનો મંત્ર

**१. ॐ वेदःअसि !**

**२. ॐ अंगाद् अंगाद् संभवसि हृदयाद् अभि जायसे !**
**आत्मा वै पुत्र नामासि संजीव शरदां शतम् !!**
**शतायु : शतवर्षोऽसि दीर्घं आयुः अवाप्नुहि !**
**नक्षत्राणि दिशो रात्रिः अहः च त्वाऽभिरक्षतु !!**

## વિવાહ — સંસ્કાર

**ભૂમિકા :** ભારતીય સંસ્કૃતિના પાંચ પ્રાણ છે.

| | |
|---|---|
| ૧. વર્ણાશ્રમવ્યવસ્થા | ૨. સંસ્કાર |
| ૩. પંચમહાયજ્ઞ | ૪. કર્મ-પુનર્જન્મ |
| ૫. પુરુષાર્થ | |

સ્વાસ્થ્ય માટે પ્રાણશક્તિનું જેટલું મહત્ત્વ છે, તેટલું જ મહત્ત્વ સમાજ-પુરુષના સ્વાસ્થ્ય માટે ઉપરોક્ત પાંચ પ્રાણોનું છે. જે આદર્શોથી વૈદિક સંસ્કૃતિ જગદ્‌ગુરુના સ્થાને વિરાજે છે, તથા ભગવાન મનુ કહે છે (૨-૨૦)

એતત્ દેશપ્રસૂતસ્ય સકાશાત્ અગ્રજન્મનઃ ।
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥

**અર્થ** – આર્યાવર્તમાં જન્મેલા બ્રાહ્મણો પાસેથી વિશ્વના માનવો જીવન-પ્રણાલી જાણે, આ વિધાનને સાર્થક કરવા માટે આપણે ઉપરોક્ત આદર્શોને હૃદયંગમ કરવા અત્યંત જરૂરી છે. તે દિશામાં આ પાપા પગલી છે.

**વિવાહ** – સોળ સંસ્કારમાં, સંસ્કાર રૂપે વિવાહ સંસ્કાર જ કંઈક અંશે જીવંત છે એવું કહી શકાય; કારણકે અન્ય સંસ્કારો વ્યવહાર-શેષ કે નામ-શેષ થયા છે. આ સ્થિતિમાં નિરાશ ન થતાં, આગળ વધીએ. ફરીથી વૈદિક યુગને ભૂમંડલ ઉપર લાવીએ.

૧. વિવાહ – એટલે વિશેષ પ્રકારે વહન કરવું, લઈ જવું. કન્યાને પત્ની બનાવી તેની જવાબદારી લેવી.

૨. પાણિગ્રહણ – કન્યાનો હાથ પકડવો. ભાર્યા તરીકે સ્વીકાર કરવો.

૩. લગ્ન – જોડાઈ જવું. સ્ત્રી અને પુરુષનું પતિ-પત્ની રૂપે ઐક્ય.

૪. Marriage શબ્દનો પણ સુંદર અર્થ કરી શકાય.

Merging – સમર્પણ, ભળી જવું.
Ambition – મહત્ત્વાકાંક્ષા.
Respect – આદર, સન્માન.



Response – આવકાર.
Intimacy – તાદાત્મ્ય.
Accredition – વિશ્વાસ.
Gaiety – પ્રસન્નતા.
Eternity – શાશ્વતતા.

પાછળનાં પૃષ્ઠોમાં આપેલી સપ્તપદી સાથે ઉપરોક્ત આદર્શો પણ સ્મરણીય છે.

**વર :** વર એટલે શ્રેષ્ઠ, પૂજાર્હ (પૂજા કરવા યોગ્ય). પૂજાર્હ બનવા માટે નિરોગી શરીર (વપુ), યોગ્ય ઉંમર (વય), ભૌતિક સંપત્તિ (વિત્ત), વિદ્યા, વિધિજ્ઞાન, વિવેક, વિનય અને વંશનું ગૌરવ જરૂરી છે. વિવાહ વખતે વરને પુરુષ રૂપે ન જોતાં નારાયણ (ભગવાન) રૂપે જોવા કહ્યું છે. તે દ્વારા વરનું ગૌરવ અને જીવનનો આદર્શ કહ્યો છે. નરમાંથી નારાયણ બનવું એ વિવાહનું પ્રયોજન છે, પુરુષાર્થ સિદ્ધિ છે.

**કન્યા :** ઉપરોક્ત વર્ણનમાં સ્વાસ્થ્ય અને સંસ્કાર કન્યા માટે જરૂરી છે. વિવાહ વખતે માત્ર વિત્ત ન જોવું. કન્યાએ માતા-સંસ્કારદાત્રી બનવાનું છે. તેથી તેમને માટે વૈદિકોએ સ્વતંત્ર શિક્ષણની યોજના કરી હતી. ધર્મશાસ્ત્રમાં વર-કન્યાની પસંદગી માટે વિસ્તૃત માર્ગદર્શન છે. સ્ત્રી-સૌન્દર્ય વિષયક વિચારણીય વિવરણ છે.

**વિવાહની આવશ્યકતા :** સંયમથી ઈષ્ટ પ્રાપ્તિ થાય, અખૂટ શક્તિ નિર્માણ થાય. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં સંયમ માટે વારંવાર કહ્યું છે. સંસ્કાર દ્વારા સંયમ શીખવ્યો છે. સંયમ માનવ, દાનવ અને પશુનો ભેદ કરે છે.

સહજીવન સહજ વૃત્તિ છે. વિરુદ્ધ જાતિનું સહજીવન આકર્ષણ નિર્માણ કરે છે. વિવાહ દ્વારા જાતીય આકર્ષણને બુદ્ધિપૂર્વક નિયંત્રિત કર્યું. પરિણામે નિયંત્રિત સહજીવનની સુવાસથી મહેકતો સમાજ નિર્માણ થયો. જ્યાં સ્ત્રી-પુરુષો સાથે રહે, છતાં નિર્ભય. આજે જે ભયનું વાતાવરણ છે, તે માટે સંસ્કારની સમજણનો અભાવ કારણરૂપ છે.

વિવાહથી એવી દૃષ્ટિ નિર્માણ થાય, જેનાથી પત્ની/પતિ સિવાયની વ્યક્તિ માતા/પિતા, ભાઈ/બહેન, પુત્રી/પુત્ર સમાન લાગે. પાવિત્ર્ય નિર્માણ થાય. વિરુદ્ધ જાતિ તરફ ભોગ-દૃષ્ટિ એ માનવતા નથી, પરંતુ વિકૃતિ છે, ઝેર છે, જે સમાજને

ખલાસ કરે છે. આલિશાન મકાનોમાં રહેનારા પણ સતત ભયથી જીવતા વનવાસી-ગુફાવાસી જેવા જ રહી જીવનને ટુંકાવવામાં ડહાપણ માને છે.

મન માર્યા સિવાય, સમજણથી ભદ્ર-દૃષ્ટિ કેળવી, ભદ્ર-સમાજ રચના એટલે વિવાહ. વિવિધ મંત્રો દ્વારા અપાયેલા આદર્શો આપણને નતમસ્તક બનાવે છે. દા.ત. મધુપર્ક દ્વારા વરની પૂજા કરવી-નારાયણ રૂપે જોવા, મંગલાષ્ટક દ્વારા દૈવી જીવોનું સ્મરણ, વિવિધ પ્રતિજ્ઞાઓ, અગ્નિ જેવા તેજસ્વી બનવાના મંત્રો, ઐક્ય સાધક મંત્રો વગેરેનું વિવરણ પાછળનાં પાનાંમાં છે જ.

પ્રેમલગ્ન : યૌવનની ફોરમ પસરાવતાં યુગલો વડિલોને અચાનક વંદન કરી પ્રસ્તુત શબ્દથી પોતાનો પરિચય આપી ગૌરવ અનુભવતાં નિહાળવાં અને આશીર્વાદ આપવા એ એક લહાવો છે. ગાંધર્વ-વિવાહનું પુનરુજ્જીવન છે. વૈભવને જ સર્વસ્વ ગણતાં વડિલો, સંસ્કાર અને સૌન્દર્ય ભૂલી જતાં હોય તો, આજીવન દયનીય સ્થિતિમાં જીવવું એના કરતાં સહચર/સહચરીની પસંદગી જાતે જ કરવી હિતાવહ છે. વર-કન્યાની ગુણ પરીક્ષા ન કરનાર વડિલો વિવાહ-સંસ્કારનું ગૌરવ ખલાસ કરે છે. ભગવાન મનુ કહે છે (૯/૮૯), દીકરી આજીવન કુંવારી રહે તો વાંધો નહિ, પરંતુ ગુણ રહિત પુરુષને ક્યારેય ન આપવી. ઉંમર લાયક કન્યા ત્રણ વર્ષ રાહ જોયા પછી વરની પસંદગી કરી શકે.

મન મેળ થયો હોય તેવું યુગલ વડિલોની સંમતિથી વિવાહ કરે તો સોનામાં સુગંધ ભળે. ગુણાકર્ષણમાં પરિણમતું દેહાકર્ષણ પ્રેમલગ્નમાં અપેક્ષિત છે. વળી, ન્યાયાલયમાં જઈ વિવાહનું પ્રમાણપત્ર મેળવતાં દંપતી આ વૈદિકોની વિધિને અનુસરશે તો ખાત્રીપૂર્વક કહી શકાય કે વિવાહ વિચ્છેદનો પ્રશ્ન જ નહિ થાય.

વિવાહ વિચ્છેદ : કૌટિલ્ય અર્થશાસ્ત્ર (૩/૨) માં આ વિષે સુંદર વિવરણ છે. કામમૂલક વિવાહ વિચ્છેદ અપેક્ષિત પરિણામ ન જ લાવે, કારણ કે વાસનાને નિયંત્રિત કરવા માટે લગ્ન છે. ઐંદ્રિય સુખની ઘેલછા સર્વનાશમાં પરિણમે છે. સમાધાનના બધા જ પ્રયાસો વ્યર્થ થાય ત્યારે વિવાહ વિચ્છેદ જ ઇચ્છનીય છે. વિવાહ પ્રસન્ન દાંપત્ય માટે છે, ખટરાગ રૂપી વિષવૃક્ષની વૃદ્ધિ માટે નહિ. શારીરિક સુખં કરતાં વધારે મહત્ત્વનાં સુખ, એટલે કે ભાવનાત્મક, બૌદ્ધિક અને આત્મિક સુખની ઓળખાણ માટે વિવાહ છે.

વિવાહ-વિષયક વિસ્તૃત માર્ગદર્શન માટે પૂરક-સાહિત્ય તરીકે આપેલા ગ્રંથોનો અભ્યાસ જરૂરી છે.

# મંગલ - કામના

ॐ सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्वां भव।
ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु॥

ऋग्वेद - १०-८५-४६

હે કન્યા! તું તારાં સાસરિયાં - સસરા, સાસુ, નણંદ, દિયર વગેરે - તરફથી આદર પ્રાપ્ત કર. તેઓ તારું ગૌરવ કરો.

ॐ अनृक्षरा ऋजवः सन्तु पंथा
येभिः सखायो यंति नो वरेयम्।
समर्यमा सं भगो नो निनीयात्
सं जास्पत्यं सुयमम् अस्तु देवाः॥

ऋग्वेद - १०-८५-२३

હે દેવો! જે પદ્ધતિથી અમારા મિત્રો વર (સહચર) શોધવા માટે પ્રયત્ન કરે છે, તે માર્ગ વિઘ્ન રહિત અને સરળ બનો. અર્યમા દેવ અને ભગ દેવ અમને સુરક્ષિત માર્ગે લઈ જાઓ. પતિ-પત્ની રૂપ આ યુગલનું દાંપત્ય દૈવી બનો.

ॐ विश्वानि देव सवितर् दुरितानि परा सुव।
यत् भद्रं तत् न आ सुव॥

હે સવિતા દેવ, સર્વ અનિષ્ટોને દૂર કરો. અમારું જેનાથી કલ્યાણ થાય તેવું બધું પ્રાપ્ત થાઓ.

# પૂરક સાહિત્ય

૧. અથર્વવેદ - ગૃહસ્થાશ્રમ - શ્રી સાતવલેકર.
૨. મનુસ્મૃતિ - અધ્યાય ૩ અને ૯.
૩. ધર્મશાસ્ત્ર કા ઈતિહાસ - ડો. પી. વી. કાણે.
૪. સંસ્કૃતિ ચિંતન - પૂ. દાદા.
૫. સંસ્કૃતિ પૂજન.
૬. સંસ્કાર વિધિ - મહર્ષિ દયાનંદ સરસ્વતી.
૭. સનાતન ધર્મ સાર - હરિશંકર આચાર્ય.

# સંસ્કાર

સંસ્કાર એટલે સારૂં કરવું. કોઈ એક વસ્તુ કે વ્યકિતને કોઇક કામ માટે યોગ્ય બનાવવી. તેમાંથી દોષ દૂર કરવા અને ગુણ નિર્માણ કરવા. જેમ કે ચોખા સીધા જ ખાઈ શકાતા નથી. પરંતુ તેના ઉપર સંસ્કાર કરવામાં આવે અર્થાત્ રાંધવામાં આવે, તો તેમાંથી કઠિનતા રૂપી દોષ દૂર થાય અને સરળતાથી પચવા રૂપ ગુણ નિર્માણ થાય. આનાથી થોડા આગળ જઈએ તો જણાય છે કે, જે ડાંગરનું બી સારૂં હોય, પાણી ખાતર વગેરે વ્યવસ્થિત મળ્યાં હોય, પ્રાકૃતિક અનુકૂળતા હોય તો તે ડાંગર અન્ય ડાંગરથી જુદી પડી જાય. તેથી આપણે બાસમતી જેવા ચોખા પસંદ કરીએ છીએ. કારણ કે તેના ઉપર વધારે અને વ્યવસ્થિત સંસ્કાર થાય છે. આવું જ કાપડ માટે કહી શકાય. જે રૂ ઉપર વધારે પ્રક્રિયા થઈ હોય તે કાપડ પસંદ કરીએ છીએ કારણ કે તે વધારે ટકાઉ, દેખાવમાં સુંદર અને કરચલી જલદી ન પડે તેવું હોય છે. તેથી કેટલાક માણસો અમુક જ મિલનું કાપડ પહેરવાનો આગ્રહ રાખે છે. તેનાથી આગળ જઇને કહેવું હોય તો જે વાળનો આકાર પંદર દિવસમાં બદલાઇ જાય અને બે માસમાં તો હતા તેવાને તેવા જ થઇ જાય, તો પણ આપણે વાળ કપાવવાની બાબતમાં જાગૃત રહીએ છીએ. તો પછી આપણા જન્મજન્માન્તરનાં સાથી મન અને બુદ્ધિ ઉપર સંસ્કાર કરવાની બાબતમાં જાગૃત ન રહેતા હોઈએ તો સુધરેલા હોવા છતાં પણ પછાત છીએ, એવું કહેવું પડે.

માણસનું મન શકિતશાળી, પ્રગમનશીલ અને ભાવવાહી બને તથા બુદ્ધિ સતેજ બને તે માટે આપણા ઋષિઓએ સંસ્કારની પ્રક્રિયા આપી છે. સૂત્રગ્રંથોમાં અને સ્મૃતિઓમાં આ બધાનું વિસ્તૃત વિવરણ છે. સંસ્કારની સંખ્યા પણ ચાલીસ સુધીની જોવા મળે છે, પરંતુ "સોળ સંસ્કાર" વધારે પ્રચલિત છે. જો કે આજે તો વિવાહ સંસ્કાર જ નામનો જીવતો રહયો છે એવું કહેવું પડે. પરંતુ તેનાથી નિરાશ થવાની જરૂર નથી. સમાજમાં જાગૃતિ આવે તથા સંસ્કારનું બૌદ્ધિક મહત્ત્વ સમજાશે તે દિવસે પાછા આ સંસ્કારો જીવંત બનશે. અહીં નામ નિર્દેશ અને ટૂંકમાં વિવરણ આપ્યું છે.

**ગર્ભાધાન :** જીવ આ સૃષ્ટિમાં આવે ત્યારથી જ તેના ઉપર સંસ્કારની શરૂઆત થાય છે. વિવાહ પછી પ્રથમ સમાગમને દિવસે ગણેશ પૂજન, સ્વસ્તિ પુણ્યાહ વાચન વગેરે વિધિ દિવસે કરવામાં આવે છે. પછી પ્રભાવી સંતાન માટે



આશીર્વાદ આપવામાં આવે છે. વૈદિક સંસ્કૃતિમાં "કામ" પુરુષાર્થ છે. પરંપરાના સંરક્ષણ માટે સંતાન આવશ્યક છે.

**પુંસવન :** ગર્ભ સ્થિર થવાની ખબર પડયા પછી બીજે કે ત્રીજે મહિને આ સંસ્કાર કરવામાં આવે છે. પુત્ર સંતાન થાય તે માટે આ સંસ્કાર અથવા વૈદ્યકીય પ્રક્રિયા છે. વીર્યવૃદ્ધિ અને પૌરુષની પ્રસાદી આપનાર વડની કૂંપળ સૂંઘાડવામાં આવે છે અથવા કૂંપળનો રસ કાઢી સગર્ભાના જમણા નાકમાં નાંખવામાં આવે છે.

**સીમંતોન્નયન :** સગર્ભા સ્ત્રીનો સાતમો કે આઠમો માસ હોય ત્યારે આ ક્રિયા કરવામાં આવે છે. આજે સમાજમાં વ્યવહાર તરીકે આ સંસ્કાર જીવંત છે. આ સંસ્કારથી સગર્ભાનું મન પ્રસન્ન થાય છે. આરોગ્ય વધે છે અને ગર્ભવૃદ્ધિ પણ વ્યવસ્થિત થાય છે. અગ્નિમાં હોમ, સૌભાગ્યવતી સ્ત્રીઓ દ્વારા સગર્ભાનું અભિવાદન તથા તેજસ્વી સંતાન માટે બ્રાહ્મણ દ્વારા આશીર્વાદ એ મુખ્ય વિધિ છે.

**જાત કર્મ :** બાળક જન્મે ત્યારે આ સંસ્કાર કરવો. અગ્નિમાં હોમ કરવો. બાળકને સ્વચ્છ કરીને પિતાના ખોળામાં આપવો. ઘી અને મધ સરખા પ્રમાણમાં લઈ, સોનાની સળીથી બાળકની જીભ ઉપર ૐ લખવો. મંત્ર બોલવા. બાળકના જમણા કાનમાં કહેવું – 'વેદ : અસિ'' તું વેદ છે. તારે જ્ઞાનોપાસંક થવાનું છે. સો વર્ષ સુધી નીરોગી રહીને સાંસ્કૃતિક સૂત્રધાર થવાનું છે.

**નામ કરણ :** જન્મ પછી ૧૧ મે કે ૧૨ મે દિવસે નામ પાડવું. સરળતાથી બોલી શકાય તેવું સાર્થક અને માંગલ્ય સૂચક નામ રાખવું.

**નિષ્ક્રમણ :** ચોથે મહિને બાળકને ઘરની બહાર કાઢી સ્વચ્છ અને ખુશનુમા હવામાં ફરવા લઈ જવો. સૂર્યદર્શન કરાવવું. દીર્ઘાયુષ્યની પ્રાર્થના કરવી.

**અન્ન પ્રાશન :** બાળકના જન્મ પછી છઠ્ઠે કે સાતમે મહિને આ સંસ્કાર કરવો, અગ્નિમાં હોમ કરવો. છ રસ ચખાડવા અર્થાત્ કુંવારનો ગળ, મીઠું, આંબલી, મરી, હળદર અને સાકર આ છ પદાર્થોનો સાધારણ સ્વાદ આવે તેવી રીતે તેમનો અંશ લઈ ભાત સાથે ભેગો કરી તે ભાત ઘી વાળો કરી ખવડાવવો. અહીં અન્ન પીવડાવવાનું કહ્યું છે. તેથી કઠણ પદાર્થો ન આપવા. દાંત આવ્યા પછી જ તેવા પદાર્થો આપવા. કેટલેક ઠેકાણે આ સંસ્કાર વખતે બાળકની

આજીવિકાની પરીક્ષા કરવા માટે બાળક સામે પુસ્તક, સોનું, ચપ્પુ, કપડું, હિન્દીપેન જેવા પદાર્થો મૂકવામાં આવે છે. બાળક જે પદાર્થ પકડે તેના આધારે તેની આજીવિકાનો અણસાર મળે છે.

**ચૂડા કરણ :** બાળકના જન્મ પછી સવા વર્ષે કે ત્રીજા વર્ષે મુંડન કરાવવામાં આવે છે. ભગવાન પાસે દીર્ઘાયુષ્યની પ્રાર્થના કરવામાં આવે છે.

**કર્ણવેધ :** આ સંસ્કાર ક્યારે કરવો તે વિષે મતભેદ છે. સાતમે મહિને કરવો જોઈએ. આજે આ વિધિ સ્ત્રીઓ પૂરતી જ રહી છે.

**ઉપનયન :** સામાન્ય રીતે સાતમે કે આઠમે વર્ષે આ સંસ્કાર થાય છે. પરંતુ ભગવાન મનુ કહે છે કે જો બાળક તેજસ્વી અને મેધાવી હોય તો પાંચમે વર્ષે પણ જનોઈ આપી શકાય. યજ્ઞોપવીત એટલે વૈદિક સંસ્કૃતિ માટેનો પ્રેમ. જે દોરા શરીર ઉપર ધારણ કરવામાં આવે છે તે દેવોના પ્રતીક છે. બ્રહ્મચર્ય પાલનની પ્રતિજ્ઞા લેવડાવાય છે. વીર્યરક્ષણ, તપોવન નિવાસ, સાયંપ્રાત : અગ્નિ પૂજા, શિસ્તપાલન, આત્મ સંયમ વગેરે બ્રહ્મચારીનાં લક્ષણો છે. જીવનના સાંગોપાંગ વિકાસનો પાયો એટલે ઉપનયન સંસ્કાર.

**વેદારંભ :** ગુરૂ પાસેથી ગાયત્રી મંત્રનો ઉપદેશ લઈ બ્રહ્મચારી તપોવનમાં નિવાસ કરે છે. વેદાધ્યયનનો પ્રારંભ કરે છે. વેદ એટલે પરમાત્મા પાસેથી ઋષિઓએ મેળવેલો જ્ઞાનનો વારસો. માનવજાતિને સમગ્ર જીવનનું દર્શન કરાવનાર આદિ ગ્રંથ. વેદના કેટલાક મંત્રો 'વિદ્યા અને કલા' નામના પ્રકરણમાં છે. વેદનું અધ્યયન અને અધ્યાપન મુખ પરંપરાથી થતું હતું. આજે પણ વૈદિક ગ્રંથોમાં પાઠભેદ જોવા મળતો નથી, કારણ કે છાપવાની ભૂલો થવાનો પ્રશ્ન જ નથી. એટલું જ નહિ પણ એક મંત્રને આઠ પ્રકારે યાદ રાખવામાં આવતો હતો. તેથી વેદમાં એક પણ અક્ષર આગળ-પાછળ થયો નથી. તપોવન શિક્ષણ પદ્ધતિ ઉપર સ્વતંત્ર પ્રકરણ લખવા જેવું છે.

**સમાવર્તન :** વેદાધ્યયન પૂરૂં કરીને તથા વ્રત સમાપ્ત કરીને, ગૃહસ્થાશ્રમ માટે ગુરૂની અનુમતિ લઈને ઘેર આવવું. આ ક્રિયા વખતે ગુરૂએ શિષ્યને આપેલા આદર્શો મનનીય છે. જો આ આદર્શો પળાય તો ગૃહસ્થ જીવન સોળે કળાએ ખીલી ઉઠે. દા.ત.. ઉન્નતિનાં કાર્યોમાં પ્રમાદ ન કરવો. સમજણ પૂર્વક દાન



આપવું. કોઈવાર આચાર વિષે શંકા થાય તો વિદ્વાન બ્રાહ્મણ પાસે જઈને માર્ગદર્શન મેળવવું વગેરે.

**વિવાહ :** વિવાહ એટલે સમજણ પૂર્વક જોડાવું, એક થવું, બંધન સ્વીકારવાં. સામાજિક સ્થિરતા, સાંસ્કૃતિક ઉન્નતિ તથા પરંપરા સંરક્ષણ માટે વિવાહનો ભવ્ય આદર્શ છે. સહજીવન, પરસ્પર ગૌરવ અને સંતાન દ્વારા સાંસ્કૃતિક સાતત્ય વિવાહથી જ શક્ય બને. આજે પણ વિવાહ થાય છે, પણ જો તેમાં સંસ્કારનું તત્ત્વ ભળે તો તેનું રૂપ જુદું જ જોવા મળે.

વિવાહ સંસ્કારમાં પ્રથમ વરરાજાની "મધુપર્ક" થી પૂજા કરવામાં આવે છે. પછી મંગલકામનાના શ્લોકોથી આશીર્વાદ આપવામાં આવે છે. કન્યાદાનનો સંકલ્પ કરીને વર પાસે પ્રતિજ્ઞા કરાવવામાં આવે છે કે ધર્મ, અર્થ અને કામ – આ ત્રણ પ્રકારના કાર્યોમાં પત્નીને અલગ ન રાખવી. જો આ પ્રતિજ્ઞાનું પાલન થાય તો દાંપત્યમાં તિરાડ પડવાનો પ્રસંગ જ ન આવે. હોમના મંત્રોથી શારીરિક બલ, માનસિક બલ અને દેવોની પ્રસન્નતાની પ્રાર્થના છે.

ગૃહસ્થાશ્રમનો પૂર્ણ આદર્શ એટલે સપ્તપદી, જેમાં સૌભાગ્યની પ્રાર્થના, સંયુક્ત કુટુંબનો આદર્શ, ઘરની સંભાળ, પશુઓની દેખરેખ, માનસિક પ્રસન્નતા, સુખ દુઃખમાં સાથ અને પરસ્પર વિશ્વાસ—આ સાત વિચારો રજૂ થયા છે. આનું પાલન અક્ષરશઃ થાય તો લગ્ન વિચ્છેદનો પ્રશ્ન જ ઉભો થતો નથી. ભારતીય સ્થિર કુટુંબ સંસ્થાનું બીજ અહીં રોપાય છે. આ ઉપરાંત ઐક્ય પ્રદર્શક અન્ય નાની નાની ક્રિયાઓ છે.

**ગૃહસ્થાશ્રમ :** સહજીવન માત્ર ભોગ માટે નહિ. નિયમિત દેવ પૂજા, અગ્નિ પૂજા, આતિથ્ય, પૂર્વજોની સ્મૃતિ વગેરે આદર્શો સાકાર કરવા જોઈએ. વૈદિકોએ કામને ભગવાનની વિભૂતિ કહી છે.

**વાનપ્રસ્થાશ્રમ :** સાંસ્કૃતિક કાર્યો માટે માણસે સમય કાઢવો જોઈએ. તેથી એવો નિયમ બનાવ્યો કે ૫૦ વર્ષ પછીનું આયુષ્ય રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક કામો માટે વાપરવાનું, તેથી વનમાં જવાનું. આશ્રમમાં રહી ત્યાંના બાળકોને પિતા જેવો પ્રેમ આપવો, જીવનના અનુભવોની મૂડી તેમને સોંપવી અને આદર્શ નાગરિકો નિર્માણ કરવા. તપોવનમાં પગારદાર શિક્ષકો ખૂબ જ ઓછા હોવાથી પ્રાચીન

શિક્ષણ પદ્ધતિ આત્મનિર્ભર હતી. આજે પણ મોટી ઉંમરના માણસો છાત્રાલયો સંભાળે તો ત્યાંના વિદ્યાર્થીઓનું જીવન ઘડતર કરી શકે. કેટલાંક કામ પગાર આપવાથી થઈ શકતાં નથી.

વાનપ્રસ્થાશ્રમ વૃદ્ધના જીવનને પાછું રસમય બનાવે છે કારણકે તપોવનના છાત્રોનો પ્રેમ તેના વૃદ્ધાવસ્થા રૂપી શૂન્યાવકાશમાં પ્રાણ પૂરે છે તથા ઘેર ન રહેવાથી પુત્ર-પુત્રવધૂઓનો અળખામણો પણ થતો નથી. સાંસ્કૃતિક ઉત્થાન માટે આજે જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ વાનપ્રસ્થોની મોટી ખોટ છે.

**સંન્યાસાશ્રમ :** વાનપ્રસ્થાશ્રમમાંથી સ્વયં આવી જાય. કારણ કે મમત્વ જતું રહે, વિશાળ સમુદાય ઉપર પ્રેમ કરવાની ટેવ પડે. શરીર ગમે ત્યારે કામ કરતું બંધ પડે છતાંય ભય નહિ. જ્યાં રહે ત્યાં તેનું કુટુંબ. ''મારી પાછળ શું'' આ ચિંતા જ નહિ. પૂર્ણત્વનો ભવ્ય આદર્શ.

**અંત્યેષ્ટિ સંસ્કાર :** જે વ્યકિત સંન્યાસાશ્રમમાં હોય તેને માટે આ પ્રશ્ન નથી કારણ કે તેની સ્થિતિ જુદી જ હોય છે. તે જીવતાં જ મુક્ત થયેલો હોય. પરંતુ જેઓ ઘરમાં જ રહે અને ત્યાંથી જ પરલોક ગમન કરે તેમને માટે કૃતજ્ઞતા અને શાસ્ત્રીય વિધિના સમન્વય રૂપે આ સંસ્કાર છે.

'વ્યકિતનું મરણ થવાનું છે' એવી ખબર પડતાં જ આ વિધિ શરૂ થાય છે. તેના હાથે દાન, પ્રભુ સ્મરણ, ગંગાજલ પાન, તુલસીપત્ર ખવડાવવું વગેરે ભવ્ય આદર્શો છે. જે મરનારને માટે ભલે નિરર્થક લાગે પરંતુ તે વિધિ કરનારને જીવનનું માર્ગદર્શન છે. પછી અગ્નિ દાહ. સુતકના દસ દિવસ કર્મ-પુનર્જન્મનો વિચાર રજૂ કરતું ગરૂડપુરાણ સાંભળનારે પોતાના વિષે વિચારવાનું. શ્રાદ્ધ દ્વારા મૃતકની સ્મૃતિમાં ભોજન, વિવિધ દાન, બ્રાહ્મણ સત્કાર અને શાસ્ત્રીય વિધિ દ્વારા તેમને પ્રેતત્વમાંથી મુકિત આપવી.

આજે શ્રદ્ધાનું તત્વ ઓછું થવાથી શ્રાદ્ધ વિધિ એટલે પતાવી નાખવાની વાત થઇ છે. પરંતુ ખરી રીતે જે મૃતકે મારા ઉપર અત્યંત પ્રેમ કર્યો તેને રોજ નહિ તો દર મહિને યાદ કરૂં, પછી વરસે એક વખત યાદ કરૂં અને તેની યાદમાં બ્રાહ્મણો અને સગાંઓને બોલાવું તો ખોટું શું? ભારતીય સંસ્કૃતિએ કૃતજ્ઞતા માનવનું અવિભાજ્ય અંગ ગણ્યું છે.



# વિવાહ - વિધિ

વિવાહ-વિધિના એક ભાગ રૂપે ગણેશ-સ્થાપન, મંડપ-મુહૂર્ત, વરઘોડો, પોંકવું વગેરે ક્રિયાઓ છે. આવી વિવિધ ક્રિયાઓનું વર્ણન પરિશિષ્ટમાં છે. અહીં પારસ્કર ગૃહ્યસૂત્ર આધારે વિવાહ-વિધિનું ભાષાંતર તથા અમુક અંશે અર્થઘટન કર્યું છે. અહીં બતાવેલા અર્થો સંપૂર્ણ નથી, કારણ કે વૈયક્તિક મર્યાદા અને પ્રાચીનતા. છતાં યે સમજુ યુવક-યુવતીઓને વૈદિકોનો આદર્શ સ્વીકાર્ય લાગશે તો દાંપત્ય, માંગલ્ય અને પાવિત્ર્યનો ત્રિવેણી સંગમ આર્ષ પરંપરાના જીર્ણોદ્ધારનો આદર્શ બની રહેશે.

વૈદિકોએ અતિથિને દેવ માન્યો છે. આતિથ્યની મહત્તા મુક્ત-કંઠે વર્ણવી છે. વિવાહમાં પણ વર (વર એટલે શ્રેષ્ઠ પછી રાજા શબ્દની જરૂર ન હોવાથી દરેક ઠેકાણે 'વર' શબ્દ વાપર્યો છે.) ના અતિથ્ય રૂપે '**મધુપર્ક પ્રયોગ**' છે. આચાર્ય, ઋત્વિક્, વર, રાજા, પ્રિય અને સ્નાતક-માંથી કોઈ પણ આપણે ત્યાં આવે તો મધુપર્કથી પૂજન કરવું જોઈએ. આજે પણ યજ્ઞ વખતે મધુપર્કથી બ્રાહ્મણોનું પૂજન થાય છે. ॐ षडर्घ्या भवन्ति आचार्य ऋत्विक् वैवाह्यो राजा प्रिय स्नातक इति प्रतिसंवत्सरान् अर्हयेयुः यक्षमाणाः तु ऋत्विजः आसनं आहार्य आह साधु भवान् आस्ताम् अर्चयिष्यामो भवंतम् ।

જેની પૂજા કરવાની હોય તેની અનુમતિ લીધા પછી પૂજા થાય. કન્યાપિતા વરની અનુમતિ માંગતો પ્રશ્ન પૂછે છે. પ્રશ્ન પૂછવાની સાથે વરને સંબોધન પણ કરે છે.

કન્યાપિતા - આપ સાધુ છો (**સાધુ ભવાન્**), આપની પૂજા કરી શકું ?

વર - હું સાધુ છું આપ મારૂં સ્વાગત કરો. અહં **સાધુ ભવામિ । મામ્ અર્ચય**

**સાધુ સજ્જન, સરળવૃત્તિ, જવાબદારીની સમજણ, કાર્યનું ગૌરવ વગેરે અર્થ થઈ શકે, ગૃહસ્થાશ્રમના પ્રારંભની મંગલ ક્ષણે ઘર છોડીને ભાગવાનો અર્થ નથી. પાછળથી સાધુ શબ્દ રૂઢ થઈ ગયો. વ્યવહારમાં, 'આવો, બેસો' કહીએ છીએ તેમ અહીં પણ પ્રથમ આસન આપવાનું છે. પચીસ કુશમાંથી બનાવેલું આસન વરને બેસવા માટે આપે છે. ત્યારે વર તેનો સ્વીકાર કરી, પોતાના જીવનનો આદર્શ સૂચવતો મંત્ર બોલે છે.**

ॐ વિષ્ટરો વિષ્ટરો વિષ્ટર: । પ્રતિગૃહ્યતામ્ । વર: - પ્રતિગૃહ્ણામિ

**मंत्र ॐ वर्ष्मोस्मि समानानां उद्यतां इव सूर्यः ।**

**इमं तं अभितिष्ठामि यो मा कः च अभिदासति ॥**

જેમ પ્રકાશિત પદાર્થોમાં સૂર્ય શ્રેષ્ઠ છે તેવી રીતે હું પણ મારા સંબંધીઓમાં પ્રથમ સ્થાન મેળવીશ. વર-શ્રેષ્ઠ શબ્દ સાર્થક કરીશ. જેઓ મારો દ્વેષ કરે છે, તેમનો પરાભવ કરીશ.'' અહીં સૂર્યનો આદર્શ આપીને ગૃહસ્થાશ્રમના પ્રારંભ સમયે કર્મયોગ, તેજસ્વિતા, મૈત્રી, ચૈતન્ય નિર્માણ જેવા ભવ્ય આદર્શ આપ્યા છે.

**पाद्यम् - पादार्थं उदकम् ३ । प्रतिगृह्यताम् । वर : प्रतिगृहणामि ॥ ॐ विराजो दोहोसि विराजो दोहमशीय मयि पाद्यायै विराजोदोहः ॥**

આસન ઉપર બેસીને, પોતાના પગ ધોયા પછી, પગ મૂકવા માટે કન્યા-પિતા બીજું આસન આપે છે. વર ઉપરનો મંત્ર બોલે છે. આ મંત્રની પુનરાવૃત્તિ એવું સૂચવે છે, કે, વરે આ આદર્શને સાકાર કરવાનો છે. પ્રતિદિન સ્મરણમાં રાખવાનો છે.

**अर्घ्य** - (પાણી,દૂધ, દર્ભ, દહીં, ચંદન, અક્ષત, દૂર્વા, સરસવ આઠ પદાર્થોને એક વાડકીમાં ભેગ કરવા) આ પદાર્થો મંગલ-સૂચક છે. અર્ઘ્ય આપતી વખતે નમ્રતા જરૂરી છે. અર્ઘ્ય એટલે માંગલ્ય અને આદરનો સમન્વય, વર પણ નમ્રતાથી અર્ઘ્યનો સ્વીકાર કરે છે. વરૂણદેવને પ્રાર્થના કરે છે. અર્ઘઃ૩ । પ્રતિગૃહ્યતામ્ । વર : - પ્રતિગૃહ્ણામિ ॥ **ॐ आपस्थ युष्माभिः सर्वान् कामान् अवाप्नवानि । समुद्रं वः प्रहिणोमि स्वांयोनिम् अभिगच्छत ।**

**अरिष्टा अस्माकम् वीरा मा परासेचिमत् पयः ॥**

હે વરૂણદેવ ! આપની કૃપાથી મારી સર્વ કામનાઓ પૂર્ણ થાઓ. હું આપને સમુદ્ર તરફ જવા કહું છુ, જે આપનું મૂલ સ્થાન છે. વાદળ રૂપે આપ કૃપાવૃષ્ટિ કરો છો. આપની કૃપાથી અમારાં સંતાનો દુઃખ અને દરિદ્રતા રહિત થાઓ. અમને ક્યારેય પાણીની અછત ન થવા દો. પાણીનો મહિમા કહેવાની જરૂર ખરી ? **આચમનીય** (પીવા માટે પાણી આપવું) આચમનનો મંત્ર પાણીનો મહિમા સૂચવે છે.

**આચમનીયમુદકમ્-૩ । પ્રતિગૃહ્યતામ્ । વરઃ-પ્રતિગૃહ્ણામિ ॥**



**मंत्र** - **ॐ आमागन् यशसा संसृज वर्चसा ।**
**तंमा कुरु प्रियं प्रजानाम् अधिपतिं पशूनां अरिष्टिं तनूनाम् ॥**

**अर्थ** - મને દરેક ઠેકાણે પાણી પ્રાપ્ત થાઓ. મને યશસ્વી અને કાંતિમાન્ બનાવો. મને પરિવાર પ્રેમી, પશુ વગેરે સંપત્તિનો સ્વામી અને નીરોગી દેહનો બનાવો. સામાન્ય રીતે 'કેશવાય નમઃ । બોલીને આચમન કરીએ છીએ. પરંતુ આ મંત્ર બોલીને આચમન કરીએ તો સમગ્રદેહમાં વિદ્યુત સંચાર ન થાય!

આચમન કર્યા પછી, કન્યા-પિતા વરને મધુપર્ક આપે છે.

**મધુપર્ક** - (કાંસાની વાડકીમાં દહીં, મધ અને ઘીનું મિશ્રણ)
મધુપર્કને જોઇને વર મંત્ર બોલે છે.

**मंत्र** - **ॐ मित्रस्य त्वा चक्षुषा प्रतीक्षे**

**अर्थ** - હું બધા તરફ મૈત્રીની નજર રાખું. જીવન-વિકાસ માટે, સંઘભાવના માટે, આધ્યાત્મિકવિકાસ માટે મૈત્રી જરૂરી છે.

પછી જમણા હાથની અનામિકા આંગળીથી મધુપર્કને ત્રણવાર હલાવી, કંઇક અભક્ષ્યજેવું લાગે તો બહાર કાઢી નાખે છે. અને નીચેનો મંત્ર બોલી મધુપર્ક-પાન કરે છે.

**मंत्र** - **ॐ यन् मधुनो मघव्यं परमं रुपं अन्नाद्यम् ।**
**तेनाहं मधुनो मघव्येन परमेण रुपेण अन्नाद्येन परमो ।**
**मघव्यः अन्नादः असान् इति ॥**

**ભાવાર્થ** - મધ મધુર અને મનોહર છે. ઉત્તમ આહાર છે. સ્વાસ્થ્ય વર્ધક છે. હું પણ મધના સેવનથી તેના જેવા ગુણોવાળો સમર્થ, શ્રેષ્ઠ અને લોકપ્રિય બનું.

આ મંત્ર ત્રણવાર બોલવો, ઘણીવાર મધુચ્છન્દા ઋષિના અન્ય મંત્રો પણ બોલાય છે. જેમાં સર્વત્ર માધુર્ય દર્શનનું અદ્‌ભુત વર્ણન છે. શતાયુષી થવા, અખંડ સૌભાગ્ય માટે દંપતીએ પ્રતિદિન મધુપર્ક-પાન કરવું જરૂરી છે એવો સંકેત પણ છે. આજે ચા કે કોફીથી આતિથ્ય કરનાર મધુપર્કનો વિચાર કરશે તો જણાશે કે વૈદિકોએ સો વર્ષનું આયુષ્ય કઇ રીતે મળે તેનો ગંભીર વિચાર કર્યો છે.

સ્વાસ્થ્ય-વર્ધક પાન તરીકે મધુપર્ક અથવા દૂધ-પાન નો વ્યાપક પ્રચાર જરૂરી છે. પ્રત્યેક ક્રિયામાં સાર્થક મંત્ર પણ ધ્યાન ખેંચે છે.

અંગન્યાસ – શરીરના વિવિધ અંગોને પાણી અડકાડવું)

| | |
|---|---|
| મંત્ર - ॐ वाङ् मे आस्ये अस्तु | અર્થ – મુખથી સુવિચાર કહું. |
| ॐ नसोः मे प्राणः अस्तु | પ્રાણાયામથી દીર્ઘાયુ બનું. |
| ॐ अक्ष्णोः मे चक्षुः अस्तु | ભદ્ર દ્રષ્ટિ કેળવું. |
| ॐ कर्णयोः मे श्रोत्रं अस्तु | કલ્યાણકારી શ્રવણ કરું |
| ॐ बाह्वोः मे बलं अस्तु | સમર્થ હાથ બનો. |
| ॐ ऊर्वोः मे ओजः अस्तु | જાંઘ દઢ બનો |
| ॐ अरिष्टानि मे अंगानि तनुः तन्वा मे सह संतु | મારો સમગ્ર દેહ નિર્દોષ બનો. |

દરરોજ ઉપરના મંત્રો સંધ્યા વખતે બોલવાના હોય છે. 'આવું શરીર ભગવાનને ગમે' એવુ સુચન પણ છે.

ગૌદાન – ગાયનું દાન, ગાયનો મહિમા ગાતાં ઋષિ કહે છે —

મંત્ર – ॐ माता रुद्राणां दुहिता वसूनां स्वसा आदित्यानां अमृतस्य नाभिः ।
प्रनुवोचं चिकितुषे जनाय मा गां अनागां अदितिं वधिष्ट ॥

અર્થ – હે ગૌ માતા! તું રુદ્ર-દેવોની માતા, વસુદેવોની કન્યા, આદિત્ય દેવોની બહેન અને અમૃતનું ઉત્પત્તિ સ્થાન છે. હું જ્ઞાનીઓને કહું છું કે જે હત્યા કરવા યોગ્ય નથી અને નિષ્પાપ છે એવી ગાયનો ક્યારેય વધ ન કરો.

ભારતીય સંસ્કૃતિના સ્તંભોમાં ગાય એક છે 'ગાયનું દૂધ પૃથ્વી પરનું અમૃત છે' –શ્રી સાતવલેકર. જિજ્ઞાસુએ 'કલ્યાણ' નો 'ગૌ-અંક' અવશ્ય જોવો જોઈએ.

વર પૂજન – કન્યાપિતા વરને તિલક કરે છે. વર મંત્ર બોલે છે.

મંત્ર – ॐ सुचक्षा अहं अक्षीभ्यां भूयासं सुवर्चा मुखेन ।
सुश्रुत् कर्णाभ्यां भूयासम् ॥



અંગન્યાસ વખતે જે કહયું તેનું પુનરાવર્તન છે. શુભ-દર્શન, મંગલ કથન અને પવિત્ર શ્રવણ એટલે માનવ જીવન.

કન્યા પિતા પાસેથી વસ્ત્રનો સ્વીકાર કરતાં વર કહે છે.

મંત્ર – ॐ परिधास्यै यशोधास्यै दीर्घायुत्वाय जरदृष्टिः अस्मि ।
शतं च जीवामि शरदःपुरूची रायस्पोषं अभिसंव्ययिष्ये ॥

અર્થ – શરીર રક્ષણ, શીલ સંવર્ધન, યશપ્રાપ્તિ અને દીર્ઘાયુ થવા માટે વસ્ત્ર ધારણ કરું છું. સૌ વર્ષ સુધી નીરોગી રહીને ઐશ્વર્ય અને દૈવી સંતાન પ્રાપ્ત કરું.

યજ્ઞોપવીત – -આર્યવૃત્ત બની વૈદિક-સંસ્કૃતિના સંરક્ષણનો આદેશ.

મંત્ર – ॐ यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेः यत् सहजं पुरस्तात् ।
आयुष्यं अंग्र्य प्रतिमुंच शुभ्रं यज्ञोपवीतं बलं अस्तु तेजः ॥

અર્થ – બ્રહ્મચર્ય-વેદાધ્યયન વ્રતના-પ્રતીક રૂપ આ યજ્ઞોપવીત પરમ પવિત્ર છે. ભગવાન પાસેથી મળ્યું છે. દેવોનું નિવાસ સ્થાન છે. શ્રેષ્ઠ આયુષ્ય બલ અને તેજ આપનાર સૂત્રને ધારણ કરો.

આ રીતે વરપૂજન પછી મંગલાષ્ટક-મંગલ સૂચક આઠ શ્લોક બોલાય છે. ૧) વાતાવરણને પ્રસન્ન-ગંભીર બનાવવા, ૨) દેવોની પ્રાર્થના કરવા, ૩) વિવાહનું પાવિત્ર્ય સમજાવવા અને ૪) ઐતિહાસિક ચરિત્રોને યાદ કરી જીવનનો આદર્શ આપવા 'મંગલાષ્ટક' છે. તે વખતે મોટા અવાજે બોલાતો 'સાવધાન' શબ્દ જીવનમાં જાગૃતિ લાવવાનું કહે છે. અંતરપટ રાખે છે.

આ સમયે કન્યાનું પૂજન છે. કન્યાને વસ્ત્ર અને ઉત્તરીય (ઓઢવાનું વસ્ત્ર) આપતી વખતના મંત્રો તેને 'નારાયણી' રૂપે વર્ણવે છે.

મંત્ર – ॐ जरां गच्छ, परिधत्स्व वासो भवाकृष्टीनां अभिशस्तिपा वा ।
शतं च जीव शरदः सुवर्चा रयिं च पुत्रान्
अनुसंव्ययस्वआयुष्मति इदं परिधत्स्व वासः ॥

ॐ या अकृन्तन् अवयन् या अतन्वत याः च देवीः तन्तून् अभितो ततन्थ ।
ताः त्वा देवीः जरसे संव्ययस्व आयु० ॥

અર્થ - હે કન્યા, તારી વૃધ્ધાવસ્થા દૂર થાઓ. ચિરંજીવી બન. ભોગ લંપટ પુરૂષોનો પ્રતીકાર કરનારી થા. ધન-ધાન્ય, પુત્ર-પૌત્ર યુક્ત બની, અસ્મિતાથી દાંપત્ય માણતી, સો વર્ષ સુધી અરુંધતીના આદર્શને અનુસરનારી બન. આ વસ્રમાં જેમ તાણો-વાણો છે તેમ પ્રભુ નિર્મિત માનવ દેહ પણ એક વસ્ર છે. આ વસ્ર (દેહ) ના નિર્માતાને યાદ કરી ભગવાનને ગમતાં થાઓ.

વૈદિકોની સર્વત્ર ભદ્ર-દૃષ્ટિ નતમસ્તક બનાવે છે 'મંગલાષ્ટક' પરિશિષ્ટમાં છે.

પછી અંતરપટ દૂર કરી વર-કન્યા એક બીજાને જુએ છે.

મંત્ર - ॐ समंजंतु विश्वेदेवाः समापो हृदयानि नौ।
सं मातरिश्वा संधाता समुदेष्ट्री दधातु नौ ॥

અર્થ - હે વિશ્વે દેવો! અમે ગૃહસ્થાશ્રમ માટે પરસ્પરનો પ્રેમથી સ્વીકાર કરીએ છીએ. પાણીની જેમ અમારાં હૃદય એકરૂપ થાઓ. વાયુની જેમ મૂક સેવક બનીએ - પરસ્પરનાં પૂરક બનીએ. અમારી પ્રીતિ અવિચ્છિન્ન રહો. પ્રથમ દર્શનનો મહિમા આજે નથી રહયો.

હવે ટૂંક સમયમાં માનવ જીવનની એક ધન્ય ઘડી આવશે, જ્યારે બે વ્યક્તિ એક થશે, સૃષ્ટિ પ્રક્રિયામાં સહાયક થવાનો સંકલ્પ કરશે. અપૂર્ણતાને ખંખેરી નાખનારૂં ઐક્ય અનુભવશે, આદાન-પ્રદાન દ્વારા અર્ધનારી નટેશ્વર બનશે. ત્રણ આશ્રમોને આશ્રય આપનાર વટવૃક્ષનું બીજારોપણ કરશે, સર્જકની પૂર્ણતાની કલ્પના સાકાર કરશે, પૃથ્વી ઉપર સ્વર્ગ લાવશે, 'ધર્મ અવિરુદ્ધ કામ' ની યોગેશ્વરની ગર્જના સાર્થક કરશે.

કન્યાદાન સંકલ્પ - અહીં ગૃહસ્થાશ્રમનું રહસ્ય ખુલ્લું કર્યુ છે. વિવાહનું પાવિત્ર્ય સમજાવ્યું છે.



अस्मिन् पुण्याहे अस्याः कन्याया अनेन वरेण धर्मप्रजया उभयोः वंशवृद्ध्यर्थं तथा च मम समस्त पितृणां निरतिशय आनंद ब्रह्मलोक अवाप्ति...... एक विंशति पुरुषान् उद्धर्तुं ब्रह्मविवाह विधिना श्री लक्ष्मीनारायण प्रीतये गोत्रोच्चारपूर्वकं कन्यादानं अहं करिष्ये.

ધર્મ પ્રજયા - પ્રજા એટલે સંતાન. પરંતુ અહીં તેની સાથે ધર્મ શબ્દ મૂકીને ખૂબજ અર્થપરિવર્તન કર્યુ છે. વિશેષણ શબ્દની શક્તિમાં અનેક ગણો વધારો કરે છે. આ વિષે ભગવાન મનુ કહે છે.

यस्मिन् ऋणं संनयति येन य आनंन्त्यं अश्नुते।
स एव धर्मजः पुत्र कामजान् इतरान् विदुः ॥ ९/१०७

જેનાથી પિતા પિતૃ-ઋણથી મુક્ત થાય છે. તથા અમૃતત્વ પામે છે તે જ્યેષ્ઠ પુત્ર 'ધર્મજ' છે. અન્ય 'કામજ' છે.

આ શ્લોકમાં સંતાનની મર્યાદા જણાય છે. વૈદિક સંસ્કૃતિ વિવાહનું સાંસ્કૃતિક મૂલ્ય વર્ણવે છે. તેથી આ વિષે અન્ય સંદર્ભ પણ જાણવા જેવા છે. ૧) માંસ ભક્ષણ, મદિરાપાન, મૈથુન વગેરે સ્વાભાવિક કર્મ છે. તેનો ત્યાગ મહાન ફળ આપે છે. [મનુસ્મૃતિ-૫/૫૬]. ૨) શાસ્રમાન્ય સમાગમ કરનાર બ્રહ્મચારી છે. [મનુસ્મૃતિ-અધ્યાય ૩]. ૩) ભગવાન શ્રી કૃષ્ણ કહે છે- ધર્મ અવિરુદ્ધ કામ રૂપે હું બધે રહેલો છું. [ગીતા-અધ્યાય ૭/૧૧].

આમ નિયંત્રિત ભોગ-જીવન -૧) શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય, ૨) મુખમંડલની કાંતિ અને ૩) આધ્યાત્મિક પ્રગતિમાં પરિણમે છે. વીર્ય-સંચય કરી 'ઊર્ધ્વરેતા' થનારને શાસ્રો દેવ કહે છે.

વંશવૃદ્ધિ - સંતાન એટલે સમ્યક્ તનોતિ-જે પિતાનું કાર્ય સારી રીતે વિસ્તારે છે. ધ્યેયનિષ્ઠ દંપતીની એવી ઇચ્છા હોય છે કે મારો દીકરો સદ્ગુણોથી સવાયો થાય. 'પુત્રાત્ ઇચ્છેત્ પરાજયમ્' દંપતીનાં સ્વપ્નો સાકાર કરનાર સંતાનો ગર્ભ-ભાર-વહનની સાર્થકતા સિદ્ધ કરે છે. રઘુવંશ, ચંદ્રવંશ, ગુહીલોતવંશ, પરમારવંશ, તોમરવંશ વગેરે નામાવલિઓ વાંચીએ ત્યારે સંતાન શબ્દ સમજાય. આવી પરંપરાથી પૂર્વજોને અત્યંત આનંદ થાય

છે. વળી સંતાન પિંડ પ્રદાન કરે છે તેથી પણ મુક્તિ થાય છે જેનું વર્ણન ગીતાના પ્રથમ અધ્યાયમાં છે. આથી સંતાન એ સાંસ્કૃતિક આવશ્યકતા છે.

**બ્રહ્મવિવાહ** – મનુ ભગવાને વિવાહના આઠ પ્રકાર કહ્યા છે જેનું વર્ણન પરિશિષ્ટમાં છે.

**ગોત્રોચ્ચાર** – ગોત્ર એટલે ઋષિઓ પાસેથી મળેલી પરંપરા. તેની સાથે રક્તશુદ્ધિનો પણ સંબંધ છે. તેથી સમાન ગોત્રનાં હોય તો વિવાહ ન થાય. વળી આ વખતે પૂર્વજોને પણ યાદ કરે છે જેનાથી વર કન્યાને લાગે કે અમારા જેવા પ્રભાવી પૂર્વજો હતા તેના જેવાં જ. અમે અને અમારાં સંતાનો થશે.

બીજા એક સંકલ્પમાં કન્યાના ગુણો [મનુસ્મૃતિ ૩/૯] કહ્યા છે. તેમાં

**શ્રૌતસ્માર્ત કર્મદક્ષાં** – વેદ અને સ્મૃતિઓમાં કહેલી ગૃહસ્થએ કરવાની ક્રિયાઓ જાણનારી. અહીં 'દક્ષ' શબ્દ વાપર્યો છે. ગૃહ્યસૂત્રોમાં ગૃહસ્થએ કરવાની વિધિઓ વર્ણવી છે. જે માટે નાનકડી પુસ્તિકા લખવી પડે.

**વેદશાસ્ત્રપુરાણનિગમાન્વિતાં** – વેદ શાસ્ત્ર, પુરાણ, નિગમ વગેરે જાણનારી. આ શબ્દો સ્ત્રીઓનું ભણતર સૂચવે છે. આ ગ્રંથોનો અભ્યાસ સ્ત્રીના ગુણોના વિકાસ માટે જરૂરી છે. વળી વિવાહ વખતે અમુક મંત્રો કન્યાએ બોલવાના છે. જ્યારથી આ ગ્રંથોનો અભ્યાસ લુપ્ત થયો ત્યારથી પતનની પરંપરા સર્જાઇ. જે કન્યા ગાર્ગી, મૈત્રેયી, અરુંધતી, વિદુલા, મદાલસા, દ્રૌપદી, ભામતી, લક્ષ્મીબાઈ, અહલ્યાબાઈ, રૂપસુંદરી, નારાયણી વગેરે ચરિત્રોથી પરિચિત હોય, જેનાં સંતાનોને ધાવણમાંથી જ કસુંબીનો રંગ લાગ્યો હોય તેનાં સંતાનો જે ભૂમિ પર પદાર્પણ કરે ત્યાં સ્વર્ગ ઉતરે!

**ભાર્યત્વેન** – ભાર્યા તરીકે – જેનું ભરણ-પોષણ કરવાનું હોય, જેની જવાબદારી ઉપાડવાની હોય. વિવાહ વખતે કન્યાપિતા આપણને ઉપરના શબ્દો કહીને દીકરી આપે છે. વર તેનો સ્વીકાર કરે છે. આ રીતે વચન આપ્યા પછી પત્નીને ગુલામ કે પરતંત્ર ગણવી એ બુદ્ધિનું દેવાળું છે. ખરી રીતે પતિ પાસેથી પોષણ મેળવવું એ



૧) પતિના પક્ષે ઉપકાર નથી, ફરજ છે.
૨) પત્નીના પક્ષે ગુલામી નથી, હક્ક છે.

જેણે સર્વસ્વ આપ્યું, પોતાના નામ પાછળ પિતાને બદલે પતિનું નામ અને ગોત્ર સ્વીકાર્યું તેની ભાવનાને ઠોકર મારનાર 'નરાધમ' છે. વળી લગ્નના પ્રારંભમાં કન્યાપિતાએ વરને 'સાધુ' કહ્યા છે. આ વિષે અનેક પ્રમાણો છે.

એક અર્થ એવો પણ છે કે, આજથી પોતાની ભાર્યાતરીકે પતિનો હક્ક શરૂ થયો. પરંતુ તેથી કન્યાના પિતાનો પિતા તરીકેનો હક્ક નાબૂદ થતો નથી. તેથી વિવાહ પછી દીકરીને પોતાને ઘરે બોલાવે તો વર એમ ન કહી શકે કે લગ્ન થયું એટલે પિતાને ઘરે જવાનું બંધ.

'ભાર્યત્વેન' શબ્દ લખીને વિધિ લખનારે કમાલ કરી છે. આવું બધું સમજ્યા વગર સંસારની ગાડી ચાલે. પરંતુ સમજવાથી સુવાસ માણવાનો અનેરો લ્હાવો મળે છે, તે પણ તેટલું જ સાચું છે. તે દિશામાં આ એક કદમ છે. વાચકોનો પ્રતિભાવ સાંપડે તો દરેક ક્રિયાઓનું શાસ્ત્રીય અર્થઘટન અને વૈદિકોને શાબ્દિક અંજલિ આપીને તર્પણ કરવું છે. તત્ત્વજ્ઞાન વિદ્યપીઠ અને પૂ. દાદાના સતત સંપર્કથી સાંસ્કૃતિક પ્રેમ નિર્માણ થયો તે વૈચારિક ઋણમાંથીપણ અંશતઃ મુક્ત થવાનું આશ્વાસન લઇ શકાય.

કન્યાદાનના સંકલ્પ પછી કન્યાની બા બોલે છે. 'મયા અપિ દત્તા' – મેં પણ મારી દીકરી આપી.' તેના જવાબમાં વર કહે– 'મયા પ્રતિગૃહીતા' – મેં તેનો સ્વીકાર કર્યો.'

સામાન્ય રીતે ધાર્મિક વિધિમાં પત્નીને સ્વતંત્ર સંકલ્પ કે કહેવાનું હોતું નથી. તે પતિને જમણો હાથ અડકાડે છે. પરંતુ કન્યાદાન વખતે, સંકલ્પનું પાણી વરના હાથમાં આપ્યા પછી, વર 'સ્વસ્તિ'– સ્વીકાર વાચક મંગલ કહે છે. પછી કન્યાની બા ઉપરનું વાક્ય બોલે છે. અને વર કન્યાનો સ્વીકાર સ્પષ્ટ શબ્દોમાં કરે છે. અર્થાત્ કન્યાની બાની સંમતિ પછી જ કન્યાદાન પૂર્ણ થાય. અહીં વિધિજ્ઞોએ માતા પાસે સ્વતંત્ર વિધાન કરાવી માતૃત્વનું ગૌરવ કર્યુ છે. એવું પણ બની શકે કે કન્યાની માતાની સંમતિ વિના વિવાહ નક્કી થયો હોય તો તેને કન્યા-માતા અટકાવી શકે. આવી સૂક્ષ્મતાઓનો વિચાર કરવાથી શાસ્ત્રકારોની દીર્ઘદૃષ્ટિ નતમસ્તક બનાવે છે. એવો પણ અર્થ નીકળે કે લગ્ન પછી નારાયણ-જમાઇ-બરાબર ન

રહે તો કન્યામાતા એવું ન કહી શકે કે, મારી ઇચ્છા તો જરાયે ન હતી!

**દાંપત્ય જીવનની આધાર શિલા** – લગ્ન વખતે શાસ્ત્રકારોએ કન્યા પાસે પ્રતિજ્ઞા કરાવી નથી. પરંતુ વર પાસે પ્રતિજ્ઞા કરાવી છે.

**कन्यापिता** – यः त्वया धर्मः चरितव्यः सः अनया सह ।
धर्मे च अर्थे च कामे च त्वया इयं न अतिचरितव्या ॥

**वर** – धर्मे, च अर्थे च कामे च अहं न अतिचरामि ।

આજથી ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પ્રકારનાં કર્મ પત્નીને અલગ રાખીને કરીશ નહીં.

**ધર્મ** – પંચ મહાયજ્ઞ જેવાં નિત્ય કર્મ અને સંસ્કાર જેવાં નૈમિત્તિક કર્મ.

**અર્થ** – પૈસાની લેવડ-દેવડ, હિસાબ, ખર્ચ-બચત. મનુ ભગવાન તો ત્યાં સુધી કહે કે-આર્થિક બાબતો પત્નીને સોંપી દો. તેની પાસેથી તમારે જે રૂપિયા જોઈએ તે ગણીને લો.

**કામ** – ઈંદ્રિયોના સંતોષની ક્રિયાઓ – ખાવું, પીવું, ફરવું, સહજીવન વગેરે.

આ ત્રણ કર્મ બરાબર ગૃહસ્થાશ્રમ.

**કન્યા સ્તુતિ** – એક મંત્ર કન્યાને જીવનનો આદર્શ આપે છે.

**अघोरचक्षुः** अपतिघ्नि एधि शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः ।

**वीरसूः** देवकामा स्योना शं नो भव द्विपदे शं चतुष्पदे । ।

**અઘોરચક્ષુ** – પ્રસન્ન દૃષ્ટિ, કોઈના યે પ્રતિ ક્રૂર દૃષ્ટિ ન કર. ઘેર આવેલાને પ્રથમ આવકાર વાણી અને નેત્રોથી આપવાનો હોય છે. તુલસીદાસજી કહે છે.

આવ નહીં આદર નહીં નહી નયનમેં સનેહ ।
તુલસી તહાં ન જાઈયે, કંચન બરસે મેહ ॥



**અપતિઘ્નિ** – પતિ ઉપર અત્યંત પ્રેમ રાખનારી.

**શિવા પશુભ્ય** – ગાય, ઘોડા વગેરે ને સંભાળનારી. પ્રાચીન ભારતમાં પશુ-ધન ઘરની શોભા હતી. આજે મોટર-ગાડી જેવો અર્થ થઈ શકે.

**સુમના** – પ્રસન્ન મનવાળી. સહજીવનમાં અનેક વાર અશાંતિના પ્રસંગો આવે છતાં મન માર્યા વગર ઘટનાના ઉકેલ શોધે. કોઈ વાર નમતું જોખે.

**સુવર્ચા** – તેજસ્વી, પાતિવ્રત્યનું તેજ. જેના સાંનિધ્યથી કામી પુરુષની ભ્રમરવૃત્તિ ખલાસ થઈ જાય.

**વીરસૂ** – આ વિશેષણ સોનાના અક્ષરે લખવા જેવું છે. 'વીર સંતાનોને જન્મ આપનારી.' સ્ત્રીને ખેતરની ઉપમા આપી છે. ખેતરની ક્ષમતા વધારે તેટલું બીજ વધારે ફળદાયી બને. કુન્તા, વિદુલા, મદાલસા, રજપૂતાણીઓનાં ચરિત્રો વાંચી તેવું જ ધાવણ પાય. અથવા 'શિવાજીનું હાલરડુ' જેવાં ગીતો દ્વારા ગળથુથીમાંથી વીર રસના પાઠો ભણાવે.

બધાનું કલ્યાણ કરનારી થા.

**વિવાહ હોમ** – હવે વર પાસે કન્યાને બેસાડવામાં આવે છે. અગ્નિની સાક્ષીએ કરાર થાય, કારણ કે અગ્નિ પ્રત્યક્ષ દેવ છે. વિવાહ વખતે અગ્નિનું નામ યોજક [જોડનાર] છે. જે નામ અર્થપૂર્ણ છે. કર્મ પ્રમાણે અગ્નિનાં જુદાં જુદાં નામ છે. વિવિધ પ્રકારની આહુતિ આપી વિવિધ પ્રકારના સામર્થ્યની પ્રાર્થના છે.

**રાષ્ટ્રભૃત્ હોમ** – રાષ્ટ્રને ધારણ કરવાની શક્તિ પ્રાપ્ત કરવા માટે અગ્નિ દેવને પ્રાર્થના. અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વાયુ, પ્રજાપતિ વગેરે દેવોને આહૂતિ આપી તેમના જેવા ગુણો જીવનમાં લાવીએ તો ધારણ કરવાની શક્તિ આવે. રાષ્ટ્ર ઉન્નત બને. 'અમારો ગૃહસ્થાશ્રમ રાષ્ટ્રકાર્ય' માટે છે. આવો અર્થ પણ થાય.

**જ્યા હોમ** – વિજય પ્રાપ્ત કરવા માટે પ્રાર્થના. વિજયી થવા માનસિક શક્તિઓ

જરૂરી છે. તેમનાં નામ ચિત્ત અને ચેતના શકિત, સંકલ્પ અને સંકલ્પ શકિત, વિજ્ઞાન અને વિજ્ઞાન શકિત, દસ ઇન્દ્રિયો અને તેમની શકિત વગેરે વિજયી બનાવે છે. વિજયના આદર્શ તરીકે ઇન્દ્રને યાદ કર્યા છે.

**અભ્યાતાન હોમ** – 'બ્રહ્માંડનાં દરેક તત્ત્વો મારાં પ્રત્યેક કર્મમાં મારી રક્ષા કરો' આવી પ્રાર્થના સાથે દરેક દેવને આહૂતિ છે. અગ્નિ, ઇન્દ્ર, યમ , વાયુ, સૂર્ય, નક્ષત્રોના અધિપતિ ચંદ્ર; વાણીના અધિપતિ બૃહસ્પતિ, મિત્ર, વરુણ, સમુદ્ર, અન્ન, ઔષધીના અધિપતિ ચંદ્ર, ઉત્પન્ન થતા પદાર્થોના અધિપતિ સવિતા, પ્રાણોના અધિપતિ રુદ્ર દરેક આકૃતિઓના અધિપતિ ત્વષ્ટા, પર્વતોના અધિપતિ વિષ્ણુ, મરુત્, પિતૃઓ આ બધા રક્ષા કરો.

**મૃત્યુ** – દુઃખ નિવારક હોમ–ગૃહસ્થ જીવનની સાંગોપાંગતા ૧) સુખ પ્રસૂતિ, ૨) તેજસ્વી સંતાન, ૩) ભૌતિક સંપત્તિ, ૪) દીર્ઘકાલ સુધી યૌવન, ૫) સો વર્ષનુ આયુષ્યમાં છે. તે બધુ અગ્નિ દેવ પાસે માગવાનું.

**લાજા હોમ મંગલફેરા** – લાજા અડધી શેકેલી ડાંગર, પૌંઆ ન થયા હોય તેવી. કન્યાનો ભાઈ કન્યાની અંજલિમાં ડાંગર આપે તે લાજાના ત્રણ ભાગ કરી, કન્યા એક એક મંત્ર બોલી હોમ કરે.

**मंत्र – १** – ॐ अर्यमणं देवं कन्या अग्निं अयक्षत।
स नो अर्यमा देवः प्रेतो मुंचतु मा पतेः ॥ स्वाहा।

**અર્થ** – હે અગ્નિ દેવ, મને પિતાના કુલથી અલગ કરો, પતિના કુલથી નહીં. વિવાહ પછી કન્યા સાથે વરનું ગોત્ર અને નામ જોડાય છે.

**मंत्र – २** – ॐ इयं नारी उपब्रू ते लाजान् आवपंतिका।
आयुष्मान् अस्तु मे पतिः ऐधंतां ज्ञातयो मम ॥ स्वाहा।

**અર્થ** – હું લાજા હોમ કરતાં પ્રાર્થના કરું છું કે મારા પતિ દીર્ઘાયુ થાય અને અમારા પરિવારની વૃદ્ધિ થાય.

**मंत्र – ३** ॐ इमां लाजान् आवपामि अग्नौ समृद्धि करणं तव।
मम तुभ्यं च संवननं तत् अग्निः अनुमन्यताम् इयं। स्वाहा।



**અર્થ** – જે રીતે લાજાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે. તેમ મારો અને મારા પતિનો અનુરાગ વૃદ્ધિ પામો, દૈવી બનો.

આ રીતે બધી લાજા હોમી દીધા પછી, વર અંગૂઠા સાથે કન્યાનો જમણો હાથ પકડે છે.

**मंत्र – १** – ॐ गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदृष्टिः यथासः।
भगो अर्यमा सविता पुरंधिः मह्यं त्वा अदुः गार्हपत्याय देवाः॥

**२** – अमोहम् अस्मि सा त्वं सा त्वं अस्यमो अहम्।
सामाहमस्मि ऋक् त्वं द्यौः अहं पृथिवी त्वम्॥

**३** – तावेव विवहावहै सह रेतो दधावहै।
प्रजां प्रजनयावहै पुत्रान् विंद्यावहै बहून्॥

**४** – ते संतु जरदृष्टयः संप्रियौ रोचिष्णू सुमनस्यमानौ।
पश्येम शरदः शतम् जीवेम शरदः शतम् श्रृणुयाम शरदः शतम्॥

**અર્થ – ૧** – દીર્ઘાયુષ્ય, દૈવી સંતાન, ઐશ્વર્ય, ઉન્નતિ વગેરે સૌભાગ્ય માટે તારો હાથ પકડું છું. આપણે બંને વૃદ્ધાવસ્થા સુધી સાથે રહીએ. ભગદેવ, અર્યમા દેવ, સવિતા દેવ અને વિશ્વ વ્યવસ્થાપક દેવોએ ગૃહસ્થાશ્રમનાં કર્તવ્યો પાર પાડવા માટે તને મને આપી છે. આપણા વિવાહને માન્યતા આપી છે.

**અર્થ –૨-૪** – આપણે બંને સમજીને એક બીજાનો સ્વીકાર કરીએ છીએ. આપણે બંને દૈવી બનીએ. તુ પૃથ્વીના જેવી ક્ષમાશીલ, ધારણ કરનારી, વિશાલ હૃદયની બન. હું દ્યુલોક જેવોવૃષ્ટિ કરનાર, સર્વ કામનાઓ પૂર્ણ કરનાર થાઉં. આપણે બંને વિવાહ કરીએ. સહજીવન દ્વારા દૈવી સંતાનો વિશ્વને અર્પણ કરીએ. આપણે બંને પરસ્પર પ્રીતિયુક્ત અને સુંદર બનીએ. મન પ્રસન્નરાખીએ.સો વર્ષ સુધી ભગવાનને ગમે તેવું જીવન જીવીએ.

આ મંત્રો બોલીને થોડું ચાલે છે. ત્રણ વાર કન્યા આગળ હોય અને વર પાછળ,

પછી ઈશાન, ખૂણામાં મૂકેલા પથ્થરને જમણો પગ અડકાડવા માટે વર કન્યાને કહે છે. વર મંત્ર બોલે છે.

**मंत्र** - ॐ आरोह इमं अश्मानं अश्मा इव स्थिराभव।
अभितिष्ठ पृतन्यत. अपबाधस्व प्रतनायतः ॥

**અર્થ** - હે પત્ની! આ પથ્થર ઉપર ચડ. પથ્થરની જેમ સ્થિર રહે. ચલિત વૃત્તિની ન બન. આપણો ગૃહસ્થાશ્રમ સ્થિર બનો. દુષ્ટોને દૂર કરનારી થા.

પછી વર પત્નીની યશોગાથા ગાય છે.

**गाथा** - सरस्वती प्रेदमव सुभगे वाजिनीवती
यां त्वा विश्वस्य भूतस्य प्रजायां अस्य अग्रतः ॥
यस्यां भूतं समभवत् यस्यां विश्व इदं जगत्।
तां अद्य गाथां गास्यामि याः स्त्रीणां उत्तमं यशः ॥

**અર્થ** - હે સરસ્વતી! હે સૌભાગ્યવતી! હે અન્નના ભંડાર રૂપ દેવી! ગાર્હપત્ય અગ્નિનું રક્ષણકર. સકલ વિશ્વના સર્જકનું અનુકરણ કરનારી– પુત્રવતી થા. વિશ્વના પોષક વિષ્ણુની જેમ ગૃહસ્થાશ્રમની પ્રાણ-પોષક બન. આ જ સ્ત્રીઓનો યશ છે. આમ બોલી અગ્નિની પ્રદક્ષિણા કરે છે. વર ફરીથી મંત્ર બોલે છે.

**मंत्र** - तुभ्यं अग्ने पर्यवहत् सूर्या वहतु ना सह।
पुनः पतिभ्यो जायां दा अग्ने प्रजया सह ॥

હે અગ્નિ! તમારા માટે મેં આનો સ્વીકાર કર્યો છે. તે ઉષા જેવી રમણીય છે. મારી સાથે ગૃહસ્થાશ્રમનો આનંદ માણે અને સંસ્કારી પ્રજા વાળી થાય.

આ રીતે ત્રણ ફેરા પછી, ચોથી વાર 'ભગાય સ્વાહા, કહી કન્યા આહુતિ આપે, વર આગળ કન્યા પાછળ.

**સપ્તપદી** - સાત ડગલાં ચાલવું સાત આદર્શો સ્વીકારવા. પહેલાં વર સાત આદર્શો કહે છે.



१ ॐ अेकम् इषे विष्णुः त्वा नयतु।
२ ॐ द्वे ऊर्जे विष्णुः त्वा नयतु।
३ ॐत्रीणि रायस्पोषाय विष्णुः त्वा नयतु।
४ ॐ चत्वारि मायोभवाय विष्णुः त्वा नयतु।
५ ॐ पंच पशुभ्यो विष्णुः त्वा नयतु।
६ ॐ षड् ऋतुभ्यो विष्णुः त्वा नयतु।
७ ॐ सखे सप्तपदा भव सा माम् अनुव्रता भव, विष्णुः त्वा नयतु।

**અર્થ** - ૧ મારા ઘરની અન્નપૂર્ણા થા.
૨ ઘરનાં બધાંને સમર્થ બનાવ.
૩ સંપત્તિ વધારનારી થા.
૪ આપણા ઘરને ઉલ્લાસમય બનાવ.
૫ તારાથી ઘરનું પશુધન સુરક્ષિત બનો.
૬ બધી ઋતુઓમાં પ્રસન્ન દાંપત્ય રહો.
૭ તું મારી સુહૃદ્સમર્થક, સંરક્ષક, સંવર્ધક બન.

પૂર્વાચાર્યોએ ઉપરના વચનોના સ્વીકાર રૂપ કન્યા દ્વારા સાત આદર્શો આપ્યા છે.

**કન્યા પ્રતિજ્ઞા** -

१ त्वत्तो मे अखिल सौभाग्यं पुण्यैः त्वं विविधैः कृतैः।
देवैः संपादितो मह्यं वधूः आद्ये पदे अब्रवीत् ॥

२ कुटुंबं पालयिष्यामि हि आवृद्धबालकादिकम्
यथा लब्धेन संतुष्टा ब्रूते कन्या द्वितीयके ॥

३ मिष्टान्न व्यंजनादीनि काले संपादये तव।
आज्ञासंपादिनी नित्यं तृतीये सा अब्रवीत् वरम् ॥

४ शुचिः शृंगारभूषा अहं वाक् मनः कायकर्मभिः।
क्रीडिष्यामि त्वया सार्धं तुरीये सा अब्रवीत् वरम् ॥

५ दुःखे धीरा सुखे हृष्टा सुखदुःखविभागिनी।
नाहं परतरं गच्छेः पंचमे सा अब्रवीत् पतिम् ॥

૬ सुखेन सर्वकर्माणि करिष्यामि गृहे तव।
सेवां श्वशुरयोः चापि बंधूनां सत्कृतं तथा॥
यत्र त्वं वा हि अहं तत्र नाहं वंचे प्रियं क्वचित्।
नाहं प्रियेण वंच्या असिम कन्या षष्ठे पदे अब्रवीत्॥

૭ होमयज्ञादि कार्येषु भवामि य सहायकृत्।
धर्मार्थकामकार्येषु मनोवृत्त-अनुसारिणी॥
सर्वे च साक्षिणः त्वं मे पतिभूतः असि सांप्रतम्।
देहो मया अर्पितः तुभ्यं सप्तमे सा अब्रवीत् वरम्॥

અર્થ – ૧ મારાં પુણ્યના ફલ રૂપે તથા પ્રભુકૃપાથી આપ પતિ રૂપે મળ્યા છો.
૨ આપના કુટુંબને સંભાળીશ, સંતુષ્ટ રહીશ.
૩ અન્નપૂર્ણા બનીશ. આપનું કહ્યું માનીશ.
૪ મન, વાણી અને કર્મથી સ્વર્ગને પૃથ્વી ઉપર લાવીશ.
૫ સુખદુઃખમાં સહભાગી બનીશ. અનન્ય રહીશ.
૬ આપણે નિખાલસ રહીશું.
૭ હું તમારી પત્ની છું.

ઉપર પ્રમાણે સપ્તપદી પછી, દિવસે વિવાહ થાય તો સૂર્યદર્શન કરીને ૧૦૦ વર્ષના આયુષ્યની પ્રાર્થના કરવાની.

મંત્ર – ॐ तत् चक्षुः देवहितं पुरस्तात् शुक्रम् उच्चरत्। पश्येम
शरदः शतम् जीवेम शरदः शतं शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः
शतम् अदीनाः स्याम शरदः शतं भूयः च शरदः शतात्॥

અર્થ – તેજસ્વી, દૈવી પ્રકાશ (સૂર્ય) ને વંદન, અમે સો શરદ ઋતુ સુધી ભદ્રદૃષ્ટિવાળાં, દૈવી જીવન જીવનારાં, મંગલ શ્રવણ કરનારાં, પ્રિય અને હિતકર બોલવાવાળાં, કદીયે દીન ન બનનારાં અને પ્રભુને ગમે તેવું દીર્ઘ અને દિવ્ય જીવન વ્યતીત કરીએ.

હૃદય સ્પર્શ – પત્નીના જમણા ખભા ઉપરથી, હૃદય ઉપર હાથ મૂકીને વર ઐક્ય ભાવ પ્રગટ કરતો મંત્ર બોલે છે.

મંત્ર – मम व्रते ते हृदयं दधामि मम चित्तंअनुचित्तं ते अस्तु।
मम वाचं अेकमना जुषस्व प्रजापतिः त्वा नियुनक्तु मह्यम्॥



અર્થ – હે પત્ની! તારું અંતઃકરણ મારું વ્રત-કર્મને અનુકૂળ બનો. તારા વિચારો મારા વિચારોનું સમર્થન કરો. મારાં વિધાનોને એકાગ્રતાથી સમજવા-વાળી થા. પરમાત્મા તને મારે માટે અનુકૂળ-ગૃહિણી, મંત્રી, સખી, શિષ્યા-બનાવો.

આશીર્વાદ – પત્નીના મસ્તક ઉપર અનામિકા આંગળી મૂકીને વર મંત્ર બોલે છે. વિવાહ સમયે ઉપસ્થિતોને પ્રાર્થના કરે છે.

મંત્ર – सुमंगलीः इयं वधूः इमां समेत पश्यत।
सौभाग्यं अस्यै दत्वाय अथ अस्तं विपरेतन॥

અર્થ – તું મંગલકારી છે. અહીં આવેલા બધા તને ભદ્ર દૃષ્ટિથી જુઓ. તને અખંડ સૌભાગ્યવતીનો આશીર્વાદ આપ્યા વિના કોઈ પણ અહીંથી ન જાય.

આના પ્રતીક રૂપે આજે પણ સૌભાગ્યવતી સ્ત્રીઓ વરના કાનમાં 'માર્કંડેય ઋષિનું આયુષ્ય' અને કન્યાના કાનમાં 'અખંડ સૌભાગ્યવતી થા' એવું કહે છે. આ ઉપરાંત-બ્રહ્મા-સાવિત્રીનું સૌભાગ્ય, ઈન્દ્ર -ઈંદ્રાણીનું સૌભાગ્ય, શિવ-પાર્વતીનું સૌભાગ્ય, વસિષ્ઠ-અરુંધતીનું સૌભાગ્ય વગેરે પણ કહે છે.

ધ્રુવદર્શન – રાત્રે વિવાહ હોય તો ધ્રુવના તારાનું દર્શન કરવાનું

મંત્ર – ॐ ध्रुवं असि ध्रुवं त्वा पश्यामि ध्रुव अेधि पोष्ये मयि।
मह्यं त्वा अदात् बृहस्पतिः मया पत्या प्रजावती संजीव शरदः शतम्॥

અર્થ – ધ્રુવ-તારાની જેમ સ્થિર બન. ભગવાને આપણને એક બનાવ્યાં છે. આપણી પ્રીતિ અખંડ રહો.

વિવાહ પછી પતિ-પત્નીએ ત્રણ દિવસ સુધી બ્રહ્મચર્ય પાલન, મસાલા વિનાનું ભોજન અને ભૂમિ શયન કરવાનું. એવું પણ વિધાન છે કે એક વર્ષ

સુધી અથવા ૧૨ દિવસ સુધી અથવા છ દિવસ સુધી કે ત્રણ દિવસ સુધી મૈથુન ન કરવાનું. આવું લખનાર વૈદિકો લગ્નનું કેટલું પાવિત્ર્ય અને સંયમનો કેટલો મહિમા વર્ણવે છે તે જણાશે.

**વિવાહ એટલે**

| | | | |
|---|---|---|---|
| શારીરિક સમાગમ | - ભોગ દૃષ્ટિ | - વીર્ય હાનિ | - પાશવી. |
| માનસિક સમાધાન | - ભાવ દૃષ્ટિ | - પ્રેમ વૃદ્ધિ | - માનુષી |
| સાંસ્કૃતિક સંવર્ધન | - ભદ્ર દૃષ્ટિ | - ધ્યેય સિદ્ધિ | - દેવી (સંતાન) |

**ચતુર્થી કર્મ** - વિવાહ પછી ચોથા દિવસે કરવાનું કર્મ. આ વિધિ કન્યા પિતાને ઘેર કરવાની: 'મધ્યાહ્ન વિવાહ' અથવા 'લગ્ન પતાવવાનું હોય તેમને આ બધું અવ્યવહારુ લાગે. પરંતુ આજે પણ ગામડાંઓમાં મધ્ય-રાત્રિએ વિવાહ, પછી બંનેનું બ્રહ્મચર્ય. બે દિવસ સુધી ઉપરોક્ત વ્રત પાલન અને પછી પતિગૃહે જાય. જો કે જાન રોકવા પાછળ આજે વૈભવ-પ્રદર્શન છે. પરંતુ વૈદિકોની દૃષ્ટિ સંસ્કાર સંરક્ષણની હતી.

ચતુર્થી કર્મ વખતે અગ્નિનું નામ 'સાક્ષી' છે. હોમ કર્યા પછી કંસાર-ભક્ષણની વિધિ છે. જેનું મહત્વ આપણા માટે ફોટો પાડવા જેટલું જ કે એક-બીજાને એંઠું ખવડાવવા જેટલું છે. પરંતુ તેમાં ય જો બંને લગ્ન વખતે જે આનંદથી એક બીજાને ખવડાવતાં હતાં તે ફોટો મોટો કરાવીને રસોડામાં રાખે તો તે સ્મૃતિ તેમના ભોજન-સમયને જરૂર પ્રસન્ન બનાવે., કારણ કે સામાન્ય રીતે રસોડું અને રસોઇ અશાંતિમાં કારણ બને છે.

કંસાર ખવડાવતી વખતે વર મંત્ર બોલે છે.

**મંત્ર** - ॐ प्राणैः ते प्राणान् संदधामि । अस्थिभिः अस्थीनि संदधामि ।
मांसैः मांसं संदधामि । त्वचा त्वचं संदधामि ॥

**અર્થ** - મારા પ્રાણ સાથે તારા પ્રાણ, હાડકાં સાથે હાડકાં, માંસ સાથે માંસ અને ચામડી સાથે ચામડી જોડું છું. શરીર ભલે ભિન્ન હોય, પરંતુ આપણું ભાવાદ્વૈત રહો. પછી દીર્ઘાયુની પ્રાર્થના અને બ્રાહ્મણોના આશીર્વાદ સાથે



વિવાહ વિધિ સમાપ્ત થાય છે.

**કન્યા-વિદાય** - વિદાય આપતી વખતે રથના ચક્રનું પૂજન કરી, ત્યાં શ્રીફળ વધેરવાનુ. અમારો પ્રવાસ નિર્વિઘ્ને પૂર્ણ થાઓ. જીવન રથ પણ ધ્યેય સુધી અવિરત ગતિથી ગમન કરો-એવો આદર્શ છે.

વરને ઘેર આવીને પ્રથમ વર-કન્યા છાશ બનાવે છે. તેનો અર્થ 'પશુધનની રક્ષા અને દૂધ, દહીં વગેરેની આજથી તારે સંભાળ લેવાની છે' એવો થાય. ગણેશ અને કુલદેવીનું પૂજન કરી, એક થાળીમાં રંગીન પાણી નાખી તેમાંથી રૂપિયો શોધવાની ક્રિયા વર-કન્યા કરે છે. જીવનમાં પણ સાર-દૃષ્ટિ કેળવવાની, નકામી વાતોમાં સમય ન બગાડવો. કેટલેક ઠેકાણે વર-કન્યા એક બીજાનું મીંઢળ છોડે છે. અર્થાત્ જીવનમાં જ્યાં ગાંઠ પડે ત્યાં શાંતિથી ઉકેલ શોધવાનો.

આવી આદર્શ-પ્રધાન વિધિઓ અનેક છે.



**इहैव स्तं मा वियौष्ट विश्वं आयुः व्यश्नुतम् ।**
**कीडन्तौ पुत्रैः नप्तृभिः मोदमानौ स्वे गृहे ॥**

હે દંપતી! તમે પ્રતિજ્ઞા પાલન કરતાં રહી, ક્યારેય જુદાં ન પડો. સંપૂર્ણ આયુષ્ય ભોગવો. પુત્રો તથા સંબંધીઓ સાથે આનંદયુક્ત દિવસો વ્યતીત કરતાં તમારે જ ઘેર રહો.

**कार्येषु मंत्री करणेषु दासी, भोज्येषु माता शयनेषु रंभा ।**
**धर्मानुकूला क्षमया धरित्री षाड्गुण्यं अेतत्हि पतिव्रतानाम् ॥**

પુરુષનાં કાર્યોમાં મંત્રીની જેમ સલાહ આપનાર, કામ કરવામાં પાછી પાની ન કરનાર, ભોજન વેળા માતા સમાન, શયન વેળા રંભા સમાન, ધર્મ કાર્યોમાં અનુકૂળ અને પૃથ્વી જેવી ક્ષમા — આ ગુણો પાતિવ્રત્ય સૂચક છે.

# પરિશિષ્ટ

**પોંખવું** – સ્વાગત અને રક્ષણની વિધિ. રક્ષણના પ્રતીક તરીકે આટાનાં ચાર મુઠીયાં ચાર દિશામાં ફેંકે છે. તથા ચાર ડોકા ચાર દિશામાં ફેંકે છે. પોંખણામાં આવેલા પાંચ આકાર પાંચ આદર્શ સૂચવે છે.

**ધૂંસરી** – સંસાર-રથની ધૂસરી ઉપાડતી વખતે સમાન ગતિ હોય તો રથ ધ્યેય સુધી પહોંચી શકે.

**મુશળ** – સાંબેલું-ખાંડવાનું સાધન. ખંડાયા છતાં અક્ષત-આખા રહેવાનું

**ત્રાક** – ગૃહઉદ્યોગ કરવાનો.

**રવઈ** – માખણ કાઢવું, સારગ્રાહી થવું.

**તીર** – એકાગ્રતા કેળવવી.

**સંપુટ** – બે કોડીયાં જોડી દેવાં , જેમાં મંગલ સૂચક પદાર્થો જેવાકે પાણી, દહીં, ફૂલ, દૂર્વા, સરસવ વગેરે હોય. આ સંપુટ ફોડવા પાછળ વિજય-પ્રસ્થાન સૂચન છે.

**વિવાહના આઠપ્રકાર** –બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, અને પૈશાચ. વિશેષ માટે જુઓ મનુસ્મૃતિ. અધ્યાય-૩, શ્લોક ૨૧ થી ૪૨.

**સંતાન ગોપાલ મંત્ર** – સંતાન-સમ્યક્ તનોતિ. પિતાના કાર્યને આગળ વધારે-લગ્નનું મહત્વનું પ્રયોજન છે. સહજીવનમાં જેટલું પાવિત્ર્ય નિર્માણ થાય તેટલાં દૈવી સંતાનો બને. ભગવાન ગીતામાં કહે છે (૬/૪૧)

શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટ: અભિજાયતે ।

**અર્થ** – પવિત્ર અને શ્રીમાન, (ભાવલક્ષ્મી, આત્મલક્ષ્મી) ને ત્યાં જેમની યોગ-સાધના અપૂર્ણ રહી છે તેવા દૈવી જીવો જન્મ લે છે. શ્રીકૃષ્ણ જેવો દીકરો મળે તે માટે આ મંત્ર છે.



**મંત્ર** – ॐ देवकी सुत गोविन्द वासुदेव जगत्पते ।
देहि मे तनयं कृष्ण त्वाम् अहं शरणं गतः ॥

**અર્થ** – હે દેવકી પુત્ર, ગોવિંદ, વાસુદેવ, જગત્પતિ, કૃષ્ણ! મને પુત્ર આપો. હું તમારે શરણે આવ્યો/આવી છું.

**વિધિ** – ધ્યાન, ન્યાસ, હોમ વગેરેની વિસ્તૃત વિધિ છે. પરંતુ, ટૂંકમાં, પવિત્ર થઈ, દીવો-ધૂપ કરી. મંત્રનો અર્થ મનમાં રાખી, બંનેએ ૧૦૮ વાર કે તેથી વધારે જપ કરવો. પત્નીને સમય મળે તો અન્ય ગૃહકાર્ય કરતાં પણ રટણ કરે. પ્રભુકૃપાથી ભગવાનનાં કામ કરીને ભગવાનને ગમતો થાય એવો દૈવી જીવ આવશે.

આ ઉપરાંત મનુસ્મૃતિ (૩/૪૫ થી ૫૦) શ્લોક સમજીને આચરણ કરવું.

**મંગલાષ્ટક** – १ लक्ष्मीः कौस्तुभपारिजातकसुरा धन्वंतरिः चंद्रमाः
गावः कामदुधा सुरेश्वरगजो रंभादिदेवांगनाः ।
अश्वः सप्तमुखः सुधा हरिधनुः शंखो विषं चाबुधेः
रत्ना नीति चतुर्दश प्रतिदिनं कुर्यात् सदा मंगलम् ॥

२ वाल्मीकः सनकः सनंदनमुनिः व्यासो वसिष्ठो भृगुः
जाबालिः जमदग्निजह्नुजनको गर्गोंगिरा गौतमः ।
मांधाता ऋतुपर्णवेनसगराः धन्यो दिलीपो नलः
पुण्यो धर्मसुतो ययातिनहुषौ कुर्यात् सदा मंगलम् ॥

३ गंगा गोमतिगोपतिः गणपतिः गोविंद गोवर्धनो
गीता गोमयगोरजोगिरिसुता गंगाधरो गौतमः ।
गायत्री गरुडोगदाधर गया गंभीर गोदावरी
गांधर्वगृहगोपगोकुलधरः कुर्यात् सदा मंगलम् ॥

४ गौरी श्रीरदितिर्दितिः चसुभगाकंद्रूः सुपर्णा शिवा
सावित्री च सरस्वती च सुरभिः सत्यव्रता-अरुंधती ।
स्वाहा जांबुवती च रुक्मभगिनी दुःस्वप्न विध्वंसिनी
वेला चांबुनिधेः सुमीनमकरा कुर्यात् सदा मंगलम् ॥

५ गंगा सिंधु सरस्वती. ८ या कुन्देन्दुतुषार.

६ रामो राजमणिः सदा. ९ यं ब्रह्मावरुणेन्द्र.

७ कस्तूरितिलकं ललाट. १० पार्थाय प्रतिबोधितां.

११ सूर्यः शौर्यम् अथेन्दुः उच्चपदवीं सन्मंगलं मंगलः
सद्बुद्धिं च बुधो गुरुः च गुरुतां शुक्रःसुखं शं शनिः ।
राहुः बाहुबलं करोतु विपुलं केतुः कुलस्योन्नतिं
नित्यं प्रीतिकरा भवन्तु सततं कुर्यात् द्वयोः मंगलम् ॥

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

## ગૃહસ્થાશ્રમ પ્રશંસા

मानुष्यं वरवंशजन्म विभवो दीर्घायुः आरोग्यता
सन्मित्रं सुसुतः सती प्रियतमा भक्तिः च नारायणे।
विद्वत्त्वं सुजनत्वं इन्द्रियजयः सत् पात्रेदाने रतिः
ते पुण्येन विना त्रयोदशगुणाः संसारिणां दुर्लभाः ॥

પુણ્ય વિના સંસારીઓને આ ૧૩ વસ્તુ મળતી નથી. માનવતા, ઉત્તમ વંશમાં જન્મ, સંપત્તિ, દીર્ઘ-આયુષ્ય, આરોગ્ય, સારા મિત્રો, આજ્ઞાપાલક પુત્ર, પતિવ્રતા પત્ની, ભક્તિ, વિદ્વત્તા, ઇન્દ્રિય સંયમ અને સુપાત્રને દાન આપવાની ઇચ્છા.

सानंदं सदनं सुताः च सुधियः कान्ता प्रियं भाषते
सन्मित्रं सुधनं स्वयोषितिरतिः आज्ञापराः सेवकाः ।
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे
साधोः संगम् उपासते हि सततं धन्यो गृहस्थाश्रमः ।।

(चाणक्यनीति)

આનંદદાયી ઘર, શાણાં સંતાન, પ્રિયવાદિની ભાર્યા, સારા મિત્રો, પવિત્ર ધન, પ્રિયતમા પત્ની, આજ્ઞાપાલક નોકર, આતિથ્ય, પ્રભુ ભક્તિ, સાત્વિક ભોજન અને સત્સંગ એટલે ધન્ય ગૃહસ્થાશ્રમ.



# विधि के लिए आवश्यक विशेषमंत्र एवं विधान

१) **सुप्रोक्षितादिकम्** ॐ शिवा आपः सन्तु ० सौमनस्यं अस्तु ० अक्षतं च अरिष्टं च अस्तु ० गन्धाः पान्तु सौमंगल्यं चास्तु ० अक्षताः पान्तु आयुष्यमस्तु ० पुष्पाणि पान्तु सौश्रियमस्तु ० ताम्बूलानि पान्तु ऐश्वर्यमस्तु ० फलानि पान्तु बहुफलमस्तु ० दक्षिणाः पान्तु बहुधनमस्तु ० ॥ यत्पापं रोगं अशुभं अकल्याणं तत् दूरे प्रतिहतमस्तु ।

२) **गोत्रोच्चारः** वर अमुकगोत्रस्य अमुकप्रवरान्वितस्य अमुक
वेदशाखा अध्यायिनः अमुकशर्मणः / वर्मणः / गुप्तस्य / प्रपौत्राय / पौत्राय / पुत्राय / नाम्ने विष्णुरूपिणे वराय ॥.... दौहित्राय ॥ कन्या - .... प्रपौत्रीम् / पौत्रीम् / पुत्रीम्। नाम्नीं लक्ष्मी स्वरूपिणीं कन्याम्।.... दौहित्रीम्।

३) **अग्निस्थापनम्** पंचभूसंस्काराः । कुशकंडिका । मनसा ॐ प्रजापतये स्वाहा ०। ॐ इन्द्राय स्वाहा ०। ॐ अग्नये स्वाहा ०। ॐ सोमाय स्वाहा ०। द्रव्यत्यागः । अग्निपूजनम् ।

**सर्वप्रायश्चित्त होमः** ॐ भू. स्वाहा इदं अग्नये न मम । ॐ भुवः स्वाहा इदं वायवे नमः । ॐ स्वः स्वाहा इदं सूर्याय नमः । ॐ अग्नीवरुणाभ्यां स्वाहा इदं ०। ॐ अग्नीवरुणाभ्यां स्वाहा इदं ० ॐ अग्नये अयसे स्वाहा ० । ॐ वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यश्च स्वाहा ० । ॐ वरुणाय आदित्याय अदितये च स्वाहा ० **नवम आहुति अंत में दें ।**

**राष्ट्रभृत्होम :** ऋताषाड् इत्यादि द्वादशानां मंत्राणां प्रजापतिऋषिः तत् तत् मंत्रोक्तादेवताः यजुश्छन्दः राष्ट्रभृत्होमे विनियोगः ।

ॐ ऋताषाहे ऋतधाम्ने अग्नये गंधर्वाय स्वाहा इदं०। २) ॐ ओषधिभ्यो प्सरोभ्योऽद्भ्यः स्वाहा इदं ०। ३)ॐ संहिताय विश्वसाम्ने सूर्याय गंधर्वाय स्वाहा इदं ०। ४) ॐ मरीचिभ्योऽप्सरोभ्य आयुभ्यः स्वाहाः ०। ५) सुषुम्णाय सूर्यरश्मये चंद्रमसे गंधर्वाय स्वाहा इदं ०। ६) नक्षत्रेभ्योऽप्सरोभ्यो भेकुरिभ्यः स्वाहा इदं ०। ७) ॐ इषिराय विश्वव्यचसे वाताय गंधर्वाय स्वाहा ०।
८) अद्भ्योऽप्सरोभ्यः ऊर्म्यः स्वाहा इदं ०। ९) ॐ भुज्यवे सुपर्णाय यज्ञाय

गंधर्वाय स्वाहा इदं ०। १०) ॐ दक्षिणाभ्योऽप्सरोभ्यः तावाभ्यः स्वाहा इदं ०। ११) ॐ प्रजापतये विश्वकर्मणे मनसे गंधर्वाय स्वाहा इदं ०। १२) ॐ ऋक्सामभ्योऽप्सरोभ्य एष्टिभ्यः स्वाहा इदं ०। **जयाहोमः** चित्तंचेत्यादि त्रयोदशानां मंत्राणां परमेष्ठी ऋषिः यजुश्छन्दः लिंगोक्ता देवता जयाहोमे विनियोगः

१.ॐ चित्तं च स्वाहा इदं चित्ताय न मम। २. ॐ चित्तिश्च स्वाहा इदं चित्त्यै ०। ३. ॐ आकूतं च स्वाहा इदं आकूताय ० ४. ॐ आकूतिश्च स्वाहा इदं आकूत्यै ० ५. ॐ विज्ञातं च स्वाहा इदं विज्ञाताय ० ६. ॐ विज्ञातिश्च स्वाहा इदं विज्ञात्यै ० ७. ॐ मनश्च स्वाहा इदं मनसे ० ८. ॐ शक्वर्यश्च स्वाहा इदं शक्वरीभ्यो ० ९. ॐ दर्श श्च स्वाहा इदं दर्शाय ० १०. ॐ पौर्णमासं च स्वाहा इदं पौर्णमासाय ० ११. ॐ बृहच्च स्वाहा इदं बृहते ० १२. ॐ रथंतरं च स्वाहा इदं रथंतराय ० १३. प्रजापतये जयानिन्द्राय स्वाहा इदं प्रजापतये जयानिन्द्राय ०

**अभ्यातान होमः** अग्निर्भूतानामित्याद्यष्टादशानां मंत्राणां प्रजापतिऋषिः त्रिष्टुपछन्दः तत्तन्मंत्रोक्ता देवता अभ्यातान होमे विनियोगः।

ॐ अग्निःभूतानां अधिपतिः समावतु अस्मिन् ब्रह्मणि अस्मिन् क्षत्रेस्यां आशिषि - अस्यां पुरोधायां अस्मिन् कर्मणि अस्यां देवहूत्यां स्वाहा। इदं अग्नये भूतानाम् अधिपतये न मम ॥२॥. ॐ इंद्राय ज्येष्ठानामधिपतये स्वाहा इदं ०॥

**(अंतर्पटंकृत्वा)** ३) यमाय पृथिव्या अधिपतये स्वाहा इदं ०॥

**दक्षिणस्यां अन्य पात्रे त्यागः अंतर्पटं निःसार्य प्रणीतोदकस्पर्श)** ॥

४. ॐ वायवे अंतरिक्षानामधिपतये स्वाहा इदं वायवे ०॥

५.ॐ सूर्याय दिवोऽधिपतये स्वाहा इदं ०॥

६.ॐ चंद्रमसे नक्षत्राणां अधिपतये स्वाहा इदं ०॥

७. ॐ बृहस्पतये ब्रह्मणोऽधिपतये स्वाहा इदं ०॥

८.ॐ मित्राय सत्यानांअधिपतये स्वाहा इदं ०॥

९.ॐ वरुणाय अपां अधिपतये स्वाहा इदं ०॥



**१०.ॐ समुद्राय स्रोत्यानाम्अधिपतये स्वाहा इदं ०॥**

**११.ॐ अन्नाय साम्राज्यानां अधिपतये स्वाहा इदं ०॥**

**१२.ॐ सोमाय ओषधिनां अधिपतये स्वाहा इदं ०॥**

**१३.ॐ सवित्रे प्रसवानां अधिपतये स्वाहा इदं ०॥**

**१४. (अंतर्पटं कृत्वा) ॐ रुद्राय पशूनां अधिपतये स्वाहा इदं ०॥ (ऐशान्यां अन्यपात्रे त्यागः प्रणीतोदकस्पर्शः)**

१५. ॐ त्वष्ट्रे रूपाणां अधिपतये स्वाहा इदं ०॥

१६. ॐ विष्णवे पर्वतानां अधिपतये स्वाहा इदं ०॥

१७. ॐ मरुद्भ्यो गणानां अधिपतये स्वाहा इदं ०॥ **(अंतर्पटंकृत्वा)**

१८) ॐ पितृभ्यः पितामहेभ्यः परेभ्यः अवरेभ्यः ततेभ्यः ततामहेभ्यश्च स्वाहा इदं ०॥ **(दक्षिणाग्न्योर्मध्ये अन्यपात्रे त्यागः प्रणीतोदकस्पर्शः)**

**पंचाहुतयः** ॐ अग्निरित्यादि पंचानां प्रजापतिर्ऋषि अंतिमस्य संकर्षणर्षिः अग्निर्देवता चतुर्थस्य वैवस्वतो देवता पंचमस्य मृत्युर्देवता त्रिष्टुपछन्दः सर्वेषां होमे विनियोगः॥

ॐ अग्नये स्वाहा इदं ०। ॐ अग्नये स्वाहा इदं ०। ॐ अग्नये स्वाहा इदं **(अंतर्पटं कृत्वा)** ॐ वैवस्वताय स्वाहा इदं ०। ॐ मृत्यवे स्वाहा इदं ०। अंतर्पटं निष्कास्य प्रणीतोदकस्पर्शः।)

**चतुर्थ परिक्रमण** पश्चात् ॐ प्रजापतये स्वाहा इदं ०। वधूके माँग में सिन्दूर भरने के बाद **अग्नये स्विष्टकृते स्वाहा इदं ०** पश्चात् विसर्जन आदि करें।

**चतुर्थीकर्म** में साक्षीनामक अग्नि में पंचाहुति दें (पृ.३८)अलगपात्र में संस्रव रखें जिससे अंत में अभिषेक करें। स्थालीपाक से **ॐ प्रजापतये स्वाहा इदं ०। ॐ अग्नये स्विष्टकृते स्वाहा इदं ०। पश्चात् नवाहुति। पूर्णपात्रदान पश्चात् अभिषेक करें। पश्चात् भात खिलायें (पृष्ठ ३९) संकल्प और देवताविसर्जन।**

## मंगलकामना

एकवीराद्य कौसल्या तस्या : पुत्रो रघूद्वहः ।
तेन रामेण मुक्तोऽसौ वाजी गृहणात्विमं बली ॥

"કૌસલ્યાએ જ વીર પુત્રની માતા છે. રઘુવંશી રામે આ ઘોડો છૂટો મૂકયો છે. જેનામાં તાકાત હોય તે બાંધે !" આ આહ્‌વાને લવ-કુશનું પૌરુષ જગાડયું. શું કૌસલ્યાએ પુત્રને જન્મ આપ્યો છે તો સીતાએ પથ્થરો પેદા કર્યા છે ? ઘોડાને બાંધી લો. પછી જોઈ લઈશું.
મકકમ ડગ ભરતા લવ-કુશને જોઈ રામ વિચારે છે-

द्रष्टिस्तृणीकृतजगत्- त्रय - सत्व - सारा
धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम् ॥
कौमारकेऽपि गिरिवद् गुरुतां दधानो
वीरो रसः किमयमेति - उत दर्प एव ॥

(ઉત્તરરામચરિત-૬/૧૯)

ત્રણે જગતના સત્વના સારને તણખલા સમાન ગણે છે. ધીર અને સ્વાભિમાન યુકત ગતિ જાણે કે ધરાને ધ્રુજાવે છે. કુમારાવસ્થામાં પણ પર્વતના જેવી ગરિમા ધારણ કરેલો આ સાક્ષાત્ વીર રસ ચાલ્યો આવે છે કે ક્ષાત્રતેજનું માનુષીકરણ થયું છે !

आलक्ष्य दंतमुकुलान् अनिमित्तहासै :
अव्यक्तवर्णरमणीय- वच : प्रवृत्तीन् ।
अंकाश्रय- प्रणयिनः तनयान् वहन्तो
धन्याः तद् अंगरजसा मलिनी भवन्ति ॥

(શાકુન્તલ-૬/૧૭)

અકારણ હાસ્યથી જેના દૂધિયા દાંતના ટેરવાં દેખાય છે, કાલી-કાલી સ્વરાવલિ કાનમાં અમૃતના કુંભ ઠાલવે છે, પ્રેમાળ સ્પર્શ અને ખોળો ખૂંદનાર સંતાનોએ જેમનાં ધોબીએ પરિષ્કૃત કરેલાં વસ્ત્રોની પથારી ફેરવી નાખી છે તેઓ ધન્ય છે.



## સૂર્યનમસ્કાર કરતી વખતે બોલવાના મંત્રો

उद्यन्नद्य मित्रमह आरोहन्नुत्तरां दिवम् ।
हृद्रोगं मम सूर्य हरिमाणं च नाशय ॥

મિત્રમહ - હિતકારક, તેજવાળા સૂર્ય - સૂર્યદેવ ઉદ્યન્ - ઉગતા ઉત્તરાંદિવમ્ - ઉપર અંતરિક્ષમાં આરોહન્ - ચડનારા તમે અદ્ય - આજે મમ - મારો હૃદ્‌રોગ - હૃદયરોગ અને હરિમાણં - પાંડુરોગનો નાશય - નાશ કરો.

शुकेषु मे हरिमाणं रोपणाकासु दध्मसि ।
अथो हारिद्रवेषु मे हरिमाणं नि दध्मसि ॥

મે હરિમાણં - મારો પાંડુરોગ શુકેષુ - પોપટમાં અને રોપણાકાસુ - મેના, સમડીમાં દધ્મસિ - મુકો, અથો મે - અને મારા હરિમાણમ્ - પાંડુરોગને હારિદ્રવેષુ - હારિદ્રવ ઝાડમાં નિ દધ્મસિ - મુકો.

उदगादयमादित्यो विश्वेन सहसा सह ।
द्विषन्तं मह्यं रन्धयन् मो अहं द्विषते रधम् ॥

મહ્યં - મારા દ્વિષંતં - શત્રુનો રન્ધયન્ - નાશ કરનાર અયમ્ - હે દેવ આદિત્ય - આદિત્ય વિશ્વેન - સંપૂર્ણ સહસાસહ - તેજ થી ઉદગાત્ - ઉપર આવ્યા છે, દ્વિષતે અહમ્ - શત્રુની હું મો રધમ્ - હિંસા કરતો નથી.

| | |
|---|---|
| ॐ ह्रां मित्राय नमः। | ॐ ह्रीं मरीचये नमः। |
| ॐ ह्रीं रवये नमः। | ॐ ह्रूं आदित्याय नमः। |
| ॐ ह्रूं सूर्याय नमः। | ॐ ह्रैं सवित्रे नमः। |
| ॐ ह्रैं भानवे नमः। | ॐ ह्रौं अर्काय नमः। |
| ॐ ह्रौं खगाय नमः। | ॐ ह्रः भास्कराय नमः। |
| ॐ ह्रः पूष्णे नमः। | ॐ भास्करेभ्यो नमः। |
| ॐ ह्रां हिरण्यगर्भाय नमः। | ॐ मातृपितृभ्यां नमो नमः। |

# નિવેદન

વૈદિક સંસ્કૃતિના પ્રાસાદના વિવિધ સ્તંભોને ભોગવાદનો લૂણો લાગ્યો છે. કેટલાક સ્તંભો હાલી પડયા છે તો કેટલાક નામશેષ થયા છે. આસુરી વૃત્તિ સ્તંભોને હલાવવા મરણતોલ ફટકા ઝીંકવા લાગી છે. ચારેકોર નિરાશા દેખાય છે.

ગીતાકારના આશ્વાસન પ્રમાણે આજે કેટલાય સજ્જનો સંસ્કૃતિ ટકાવવા તનતોડ પ્રયત્ન કરે છે. પોતાના રકતનું પ્રત્યેક બિન્દુ સીંચીને તેને પાછી ઊભી કરવા મથે છે. તેવાઓને ભવ્ય ભૂતકાળની ઝાંખી થાય તો માર્ગદર્શન અને ઉત્સાહ બંને મળે.

અનેક મહિલાઓને વામનનું ચરિત્ર સાંભળ્યા પછી અદિતિ થવાનું મન ન થાય? લવ અને કુશ સીતાનાં જ સંતાનને ?તેથી દૈવી સંતાનો માટે જે કહીએ તે કરવા દંપતી તૈયાર છે.

મહિષાસુરોનો અનિર્બદ્ધ ત્રાસ,રક્તબીજોની ભૌમિતિક વૃધ્ધિ, શુભ-નિશુંભે કરેલી સ્ત્રીઓની દુર્દશા, કૌમાર્ય-પાવિત્ર્ય ભંજક નરકાસુરો દ્વારા આકાર લઈ રહેલાં જુગુપ્સાપ્રેરક નરકો આ બધાના ભારથી કંપી રહેલી ક્ષમામૂર્તિ વસુંધરા ભૂભારહરણલીલા સમર્થ કાલરાત્રિ સમ મહિષાસુરમર્દિની કે દાનવકુલસંહારક રામ કે શ્યામના અવતરણ માટે ભારતવર્ષની આર્યરમણી તરફ આશાળભૂત નજરે નિહાળી રહી છે. જરૂર કોઈ વીરાંગના ગર્ભભારને સાર્થક કરનાર કુલદીપક/દીપિકાને આ સૃષ્ટિમાં લાવી 'સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્' બનાવશે.

પ્રસ્તુત વિવરણ દંપતીને ઋષિપરંપરાનો પરિચય કરાવી સંસ્કાર માટે પ્રેરણા આપશે જ. આ વિચારો દ્વારા જીવનવિકાસનો નિષ્કંટક પથ બતાવનાર/ બનાવનાર પૂર્વસૂરીઓને કોટિ-કોટિ વંદન કરી, આ નિબંધ તેમને અર્પણ કરું છું. બધું તેમનું જ છે. દોષો મારા છે. સુવાસ તેમની છે. આવાં વિવિધ પુષ્પોની સુવાસ આપણા જીવનને સુરભિત બનાવો.



સ્વર્ગીય સુખનું વર્ણન કરતાં કવિ કહે છે.

यदि रामा यदि च रमा यदि तनयो विनयधीगुणोपेतः ।
तनये तनय-उत्पत्तिः सुरवरनगरे किम् आधिक्यम् ॥

સુંદર પત્ની, સંપત્તિ, સંસ્કારી પુત્ર અને પૌત્ર મુખદર્શન આ બધાનો સરવાળો એટલે સ્વર્ગ. વૈદિક વિવાહના આદર્શો જેમને માન્ય છે, તેમને માટે પ્રથમ લક્ષણ સ્વતઃસિધ્ધ છે. ભ્રમરવૃત્તિના પુરુષો માટે તે વિષે કશું કહી ન શકાય. પ્રારબ્ધ અને પુરુષાર્થના સમન્વયથી વિત્ત મળે છે. ત્રીજું લક્ષણને એ ઘણાને મૂંઝવતો પ્રશ્ન છે. ઋષિઓએ આ વિષે શાસ્ત્રીય માર્ગદર્શન આપ્યું છે.

દાંપત્યનું પરિણામ સંતાન. વાત્સલ્ય, ભાવિ જીવનની નિશ્ચિંતતા, સામાજિક પ્રતિષ્ઠા, પ્રયત્નસાતત્ય, વંશવૃદ્ધિ-આ બધા માટે સંતાન, અને તેમાંય દીકરાનું મહત્વ છે. દૈવી સંતાન માટે ગર્ભાધાન અને પુંસવન નામના સંસ્કાર છે.

વિવાહ પછી ચોથે દિવસે કરવાની ક્રિયાને 'ચતુર્થી કર્મ'કહે છે. વિવાહ પછી ત્રણ દિવસ દંપતીએ આત્મશુદ્ધિ માટે મસાલા વિનાનું સાદું ભોજન, ભૂમિ ઉપર શયન અને મૈથુન ત્યાગ, એમ ત્રણ નિયમ રૂપી તપ કરવાનું. આ આદર્શ જ સૂચવે છે કે વિવાહ એ માત્ર ભોગ માટે નથી, પરંતુ એક પવિત્ર વિધિ છે, પરમાત્માની પૂજા છે, પ્રભુના પયગંબરોને પૃથ્વીના ખોળે ધરવાની પ્રક્રિયા છે.

ચોથે દિવસે નિત્યકર્મ કરી અગ્નિપૂજા કરવાની. આ વખતે અગ્નિનું નામ 'સાક્ષી' છે. વૈદિક વિધિઓમાં દરેક વખતે ક્રિયાના ભાવને દર્શાવતું અગ્નિનું નામ છે, જેમકે વિવાહ વખતે અગ્નિનું નામ 'યોજક' છે. નીચેના મંત્રો બોલી અગ્નિને પ્રાર્થના કરી હોમ કરવાનો.

ॐ अग्ने प्रायश्चित्ते देवानां प्रायश्चित्तिः असि ब्राह्मणः त्वा नाथकाम उपधावामि यास्यै पतिघ्नी तनूः तामस्यै नाशय स्वाहा!

ॐ वायो............प्रजाघ्नी......! ॐ सूर्य............ पशुघ्नी........ !
ॐ चन्द्र............गृहघ्नी........! ॐ गन्धर्व..........यशोघ्नी.........!

હે દોષનાશક અગ્નિ! તમે સર્વપ્રકારના દોષ નાશ કરો છો. હું ગૃહસ્થાશ્રમના પ્રારંભ સમયે ઐશ્વર્ય માટે તમારી પ્રાર્થના કરું છું. આ સ્ત્રીમાં (૧) પતિને હાનિકારક જે કંઈ હોય તે નષ્ટ કરો. (૨) તેનું વંધ્યત્વ દૂર કરો. ૩) પશુસૃષ્ટિ માટે પ્રેમ નિર્માણ કરો. (૪) મારા ઘરની લક્ષ્મી-શોભા વધારનારી બનાવો. (૫) તેનું બાહ્ય અને આંતરિક સૌન્દર્ય વૃદ્ધિ પામો.

ઉપરોકત પાંચ દેવોને પ્રાર્થના કરી પતિ પત્નીના મસ્તક ઉપર પાણી છાંટે છે. ગૃહસ્થાશ્રમમાં આવશ્યક તત્વો અહીં સૂચવ્યાં છે. મંત્રોમાં દેવોનું નામ અને અપેક્ષિત તત્વ પણ ધ્યાન ખેંચે છે.

જેમકે ગંધવ સૌન્દર્યમૂર્તિ છે, વાયુનો વંધ્યત્વ સાથે સંબંધ વગેરે.

એક થાળીમાં ભાત ખાવોઃ- પતિ નીચેનો મંત્રબોલી પત્નીને ભાત ખવડાવે છે.

**ॐ प्राणैः ते प्राणान् संदधामि! ॐ अस्थिभिः अस्थीनि संदधामि !**
**ॐ मांसैः मांसं संदधामि ! ॐ त्वचा त्वचं संदधामि !**

બંનેના પ્રાણ, હાડકાં માંસ અને ચામડી એક થાય તેવી રજૂઆત ગૃહસ્થાશ્રમનો પ્રાણ છે. શરીર ભલે જુદાં રહે, પરંતુ બંનેનું ભાવનાત્મક ઐકય ખંડિત ન થવું જોઈએ. વિવાહ એટલે દ્વૈતમાં અદ્વૈત. કોઈક વાર મતભેદ થાય, પરંતુ મનભેદ કયારેય નહિ. જો કે આજ આ વિધિ વિવાહ વખતે થાય છે, પરંતુ તેનું મહત્વ બધાંને ફોટો પડાવવા જેટલું જ લાગે છે, કારણ કે મંત્ર અને અર્થ તરફ કોઈનું ધ્યાન ખેંચવામાં નથી આવ્યું. ફોટો પડાવવાનો અર્થ લઈએ તો પણ એટલું તો બંનેએ યાદ રાખવું જોઈએ કે, ભોજન વખતે કયારેય ગુસ્સે ન થવું. પ્રસન્નચિત્તે ભોજન કરવું. મને એવું કહેવાનું મન થાય છે કે, વિવાહ વખતનો સહભોજનનો ફોટો મોટો કરાવીને રસોડામાં રાખવો, જેથી પ્રસન્ન દાંપત્યની મધુર સ્મૃતિ કયારેય અશાંતિ ન થવા દે.

આ ક્રિયામાં ભાત ખાવાનું મહત્વ છે. આજે સરળતા માટે પેંડા, બરફી વગેરે આપે છે. પરંતુ તે શાસ્ત્રીય નથી. બૃહદારણ્યક ઉપનિષદ (૬/૩/૧૪) માં આનું વિવરણ વાંચવા જેવું છે.

પતિ પત્નીના જમણા ખભા ઉપર હાથ મૂકીને મંત્ર બોલે છે.

**ॐ यत् ते सुसीमे हृदयं दिवि चंद्रमसि श्रितम् ! वेद अहं तत् मां तत्, विघात् पश्येम शरदः शतम् जीवेम शरदः शतम् श्रृणुयाम शरदः शतम् !!**

હે સુંદર કેશવાળી! તારા ચંદ્ર જેવા પ્રસન્ન હૃદયને જાણું છું. તુ પણ મારા હૃદયને સમજવા પ્રયત્ન કર. સો વર્ષ સુધી ભદ્ર દર્શન કરતાં, સ્વાસ્થ્ય માણતાં, શુભ શ્રવણ કરતાં દૈવી જીવન વ્યતીત કરીએ.

ગર્ભાધાન સંસ્કાર- ચતુર્થી કર્મ પછી, પત્નીને પોતાને ઘેર લાવી, ગણેશપૂજન વગેરે કરી, ભગવાનને પ્રાર્થના કરવી કે મને તેજસ્વી સંતાન થાઓ.

**ॐ विष्णुः योनिं कल्पयतु त्वष्टा रूपाणि पिंशतु!**
**आ सिंचतु प्रजापतिः धाता गर्भं दधातु ते !!**

હે વધૂ! ભગવાન વિષ્ણુ તારી યોનિને સમર્થ બનાવે. વિશ્વકર્મા ગર્ભના અવયવોને સુદ્રઢ બનાવે. પ્રજાપતિ દૈવી તત્વોથી પુષ્ટ કરે. ધાતા-ધારણ કરનાર દેવ તારા ગર્ભને સ્થિર કરે [ગર્ભપાત કે નિર્બલ સંતાન ન થાય].

**ॐ गर्भं धेहि सिनीवालि गर्भं धेहि सरस्वति!**
**गर्भं ते अश्विनोभा धत्तां पुष्करस्त्रजौ !!**



અલ્પ ચંદ્રવાળી રાત્રિ, વિદ્યાની દેવી સરસ્વતી અને પુષ્પમાલાથી શોભતા અશ્વિની કુમારો તારા ગર્ભને પુષ્ટ કરો.

આજે નવપરિણીતોને આ આદર્શ માન્ય ન થાય કારણકે, લગ્ન એ તો ભોગ ભોગવવા માટે છે. આનંદ માટે છે, નિશ્ચિંત બની ઉદ્યાનોમાં વિહાર કરવા માટે છે, પ્રાકૃતિક સૌન્દર્યધામમાં વિશ્વ અને વિશ્વનિયંતાને ભૂલી યથેષ્ટ 'રામાધરામૃતપાન' માટે છે. 'અમે જ સૃષ્ટિમાં છીએ' આવું અનુભવવા માટે છે. ઘણા દિવસો સુધી બંધનોએ બાંધી રાખ્યા, હવે તો છુટવા દો. ફાવે તેમ કરવા દો ! તમારું શું જાય છે?

યૌવનના ઉંબરે ઊભેલાંઓની આ ભાષા થોડી વાર માટે સાંભળી લઈએ, હકારમાં જવાબ આપીએ. પરંતુ પછી તેમને વિનંતી કરીએ કે, જે દિવસે તમારા મનમાં ખોળાના ખૂંદનારની ભાવના અંકુરિત થાય તે દિવસે આપણા પૂર્વજોના માર્ગને યાદ કરજો. સંસ્કાર સંભારજો. પ્રભુને પ્રાર્થના કરજો.

અનેક દંપતીઓના સહવાસથી અને સંવાદથી ગૃહસ્થજીવન વિષે કેટલીક સમસ્યાઓ જાણવા મળી છે.

૧. સંતાનનો અભાવ અથવા કસુવાવડ
૨. માત્ર દીકરીઓ
૩. તોફાની સંતાનો
૪. ખોડવાળાં-શારીરિક અથવા માનસિક - સંતાન
૫. સંતાનો કહ્યું માનતાં નથી, મા-બાપનો તિરસ્કાર કરતાં સંતાનો.

ઉપરોકત સમસ્યાઓનો ઉત્તર વૈદિકોની સંસ્કારવિધિમાં છુપાયેલો છે. પુરુષાર્થથી પાંચેય સમસ્યાઓ ઉકેલી શકાય.

જે યુવક અને યુવતીએ તપોવન શિક્ષણ પદ્ધતિ વડે જીવન ઘડતર કર્યુ હોય તેમના માટે કોઈ સમસ્યા નથી. શારીરિક ખામી દૂર કરવા માટે આયુર્વેદમાં માર્ગદર્શન છે. તે માટે વૈદ્યની સલાહ જરૂરી છે. સામાન્ય ઉપાય તરીકે, પતિ-પત્નીએ ચા, બીડી જેવાં વ્યસન છોડીને નિયમિત દૂધનું સેવન કરવાથી વીર્યના દોષો અવશ્ય દૂર થશે.

**મંત્ર સામર્થ્યઃ**મંત્રની અલૌકિક શકિત સિદ્ધ કરવાનું અહીં યોગ્ય નથી. વિધિ અને શ્રદ્ધાથી જપ કરવાથી મંત્રનુ ફલ અવશ્ય મળે છે. સંતાન માટેના મંત્રનું નામ છે સંતાનગોપાલ મંત્ર. ગોપાલ (ભગવાન શ્રીકૃષ્ણ) જેવો દીકરો મળે તે માટે આ મંત્ર છે. શ્રીમદ્ ભગવદ્ ગીતા (૬/૪૧) માં ભગવાન કહે છે-જેમની સાધના અપૂર્ણ રહી છે તેવા યોગભ્રષ્ટ જીવો પવિત્ર અને શ્રીમાન દંપતીને ત્યાં જન્મ લે છે.

મંત્ર- ॐ देवकीसुत गोविन्द वासुदेव जगत्पते!
देहि मे तनयं कृष्ण त्वाम् अहं शरणं गतः !!

હે દેવકીપુત્ર, ગોવિન્દ, વાસુદેવ, જગતપતિ, કૃષ્ણ ! મને પુત્ર આપો. હું તમારે શરણે આવ્યો છું / શરણે આવી છું.

**વિધિ**-પવિત્ર થઈ, દીવોધૂપ કરી, મંત્રનો અર્થ સમજીને એકચિત્તે દંપતીએ ૧૦૮ કે તેથી વધારે જપ કરવો. પ્રભુકૃપાથી અશકય શકય બને છે, તેમાં ચર્ચાની જરૂર ખરી?

**દીકરો**-ઘણા મોટા માણસો એવું માને છે કે, દીકરો કે દીકરી જન્મવી તે કોઈના હાથની વાત નથી. તે વિષે કોઈ નિયમ પણ ન બની શકે. એકાદ વ્યકિત આવું કહે, એટલે બીજા પણ તેવું જ કહેવા લાગે. મને પૂછવાનું મન થાય છે કે, જો તમે અમુક વ્યકિતનાં વિધાનો પ્રયોગ વિના પ્રમાણ માની લો છો, તો મનુસ્મૃતિને પ્રમાણ કેમ નથી માનતા? અનેક પ્રયોગો કર્યા વિના 'અમુક વાત ખોટી છે' એવું કહેવું બૌદ્ધિક સાહસ છે,સિદ્ધાંતની બદનક્ષી છે.

**મનુસ્મૃતિમાં માર્ગદર્શન**-રજોદર્શન (માસિક રકતસ્ત્રાવ) થી સોળ રાત્રિ સુધી સ્ત્રીઓનો 'ઋતુકાળ' છે. તેમાં પ્રથમ ચાર રાત્રિ, અમાસ, આઠમ, ચૌદશ અને પૂનમ આટલી તિથિઓમાં સ્ત્રીસંગ ન કરનાર ગૃહસ્થ છતાં બ્રહ્મચારી છે. અહીં મનુએ સંયમ તથા કામપાવિત્ર્ય વર્ણવ્યું છે. શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય માટે સંયમ જરૂરી છે. વીર્યનું બીજું નામ શુક્ર=તેજ. સ્મૃતિ, ધારણા, કાંતિ, ક્ષમતાનો આધાર વીર્ય છે. સામર્થ્ય માટે આપણે જે દવાઓ લઈએ છીએ તેનો આપણને નહિવત ફાયદો છે, પરંતુ દવા બનાવવાવાળા કરોડપતિ બને છે. વીર્યનાશ એટલે મૃત્યુને નિમંત્રણ, રોગનું આતિથ્ય, રાષ્ટ્રીય સંપત્તિનો દુર્વ્યય, નપુંસકોની જમાત !

ઉપરોકત રાત્રિઓ છોડીને ૬,૮,૧૦,૧૨,૧૪,૧૬,(બેકી) રાત્રિઓએ મૈથુન કરવાથી પુત્ર જન્મે છે. કારણકે તે રાત્રિઓમાં સ્ત્રીનો વીર્યપ્રવાહ ઓછો હોય છે, તેનાથી વિપરીત એકી રાત્રિઓનો સમાગમ પુત્રી આપે છે. આ પ્રક્રિયાનો પ્રયોગ કર્યા પછી જ કંઈ પણ કહી શકાય. ભગવાન મનુનો તુક્કો કહીને ન ચાલે.

આગળ જઈને, આત્મવિશ્વાસથી એટલે સુધી કહી શકાય કે, ઉપરોકત નિયમનું ચુસ્ત પણે પાલન કર્યા પછી, પ્રસૂતિ પૂર્વેની ગર્ભ ચિકિત્સાની કંઈ પણ જરૂર નથી. તમારૂં અપેક્ષિત સંતાન હશે જ. (મનુસ્મૃતિ-અધ્યાય-૩)

**ગર્ભાધાન**-ખેડૂત બી વાવતાં પહેલાં ખેતર તૈયાર કરે છે, ચિત્રકાર ઉત્તમ ચિત્ર બનાવવા માટે તલ્લીન બને છે, ઉત્તમ ગુણાંક મેળવવા માટે વિદ્યાર્થી વિશ્વને ભૂલી જાય છે. દરેક ઠેકાણે ઉત્તમ પરિણામ માટે પ્રક્રિયા છે, તો પછી ઉત્તમ સંતાન માટે કોઈ જાગૃતિ કેમ દાખવતું નથી? કાપડ, જોડા, મકાન, સહચર વગેરેની પસંદગી માટે સમય ફાળવતા હોઈએ તો, દૈવી સંતાન માટે તેવું કેમ નથી કરતા? ભીષ્મ, બુદ્ધ, વિવેકાનંદ, સરદાર, તિલક, દ્રૌપદી, સીતા જેવાં સંતાનો આપણા ગાર્હસ્થ્ય અને વાત્સલ્યને દીપાવે એવું આપણે નથી ઈચ્છતા? આપણે એવું કેમ ન



વિચારીએ કે,અમારાં દરેકનાં સંતાનો શારીરિક અને માનસિક અદ્ભુત ક્ષમતા પ્રાપ્ત કરી રાષ્ટ્રોન્નતિ અને વૈયકિતક વિકાસનાં આદર્શ બની રહે !

જો એક જ પ્રકારની કેરી, ઘઉં કે ચોખા પેદા કરી શકાય અથવા સંકર જાતિની પ્રક્રિયાથી ઉત્તમ ગુણવત્તાવાળા પાક લઈ શકાય તો ઉત્તમ સંતાનો માટે આવી કોઈ પણ પ્રક્રિયા ન હોય?

હા, ઋષિઓએ 'સંસ્કાર' દ્વારા આ પ્રક્રિયા સમજાવી છે. દરેક કૃતિમાં પૂર્વ તૈયારી હોય છે, જેમકે ખેતર ખેડવું, પાયો ખોદવો, કાચો માલ એકઠો કરવો. તે રીતે ઉત્તમ સંતાન માટેના નિયમો જાણીએ.

**રજોદર્શન**-પ્રભુ પોતાને આવવા માટે, રહેવા માટે, સ્ત્રીના દેહને શુદ્ધ કરે છે. ત્રણ દિવસ સ્ત્રીએ કશું ન કરવાનું. એકાંત સેવન, પ્રભુસ્મરણ, પતિનું ધ્યાન. વૈચારિક પરિવર્તન, સુધારાના ખોટા ખ્યાલ અને સ્ત્રીઓને વ્યવસાય માટે બહાર જવું પડતું હોવાથી માસિક અટકાવને ભૂલી જવાયો છે. 'કેર ફ્રી' વડે નિશ્ચિંત થનાર સ્ત્રીઓ ભૂલી જાય છે કે, પ્રભુની યોજનામાં હાથ નાખવાથી ફાયદો નથી જ થતો. ત્રણ દિવસ સ્ત્રીઓએ શકય તેટલો આરામ અને હળવાશ અનુભવવી જરૂરી છે. પ્રાકૃતિક ફેરફાર વખતે આપણે જો અનુકૂળતા ન સાધીએ તો તેનાં દૂરગામી પરિણામો વિપરીત જ હોય. વ્યવસાય કરતી સ્ત્રીઓ આ ત્રણ દિવસ સંભાળીને કામ કરે તે જરૂરી છે. કોઈપણ પ્રકારે પ્રસન્નતા અને હળવાશ અનુભવાય તેવું વાતાવરણ હોવું જોઈએ. એમાં કશું ડરવા જેવું નથી. ઘણીવાર પરિણીત સ્ત્રીને લાગે કે હવે હું સગર્ભા થઈશ, અને જો તરત જ મહિનો પૂરો થાય અને રજોદર્શન થાય તો તે નિરાશા અનુભવે છે. વંધ્યત્વના ભય નીચે કચડાવા લાગે છે. આવુ કશુંય માનવાની જરૂર નથી. સંતાન એટલે માનવયત્ન અને પ્રભુકૃપા. વડિલ સ્ત્રીઓએ આવી મનોદશાની સ્ત્રીઓને ઉત્સાહ અને ધીરજ આપવાં જોઈએ.

અપેક્ષિત સંતાન માટે આગળ લખેલી રાત્રિઓ અનુસાર ગર્ભાધાન સંસ્કારના મંત્રો બોલી પ્રસન્ન ચિત્તે સમાગમ કરવો. દંપતીએ ભગવાનને પ્રાર્થના કરવી કે તમારો અંશ અમારા ખોળાનો ખૂંદનાર બનો, દૈવી સંસ્કૃતિના જીર્ણોદ્ધાર માટે સમર્થ બાળક અમારે ત્યાં અવતરો, નંદ-યશોદાના ઘર જેવું અમારું આ નાનકડું ઘર તમારાં પગલાંથી પાવન કરો, મહિષાસુરમર્દિની નારાયણી અમારે ત્યાં નહિ આવે? દેવા આવો, તમારું સ્વાગત કરીએ છીએ...

સંસ્કારનો અર્થ છે, ભોગમાંથી જીવન વિકાસ તરફ જવું. સમાગમ સમયે પણ ભોગ સાથે પ્રભુ યાદ આવે તો તેનું રૂપ બદલાઈ જાય. આનંદ સાથે સાથે નવસર્જન પણ નથી ભૂલવાનું. જેમને અપેક્ષિત સંતાન છે, અને સંતતિ નિરોધની પ્રક્રિયામાંથી પસાર થયાં છે તેવાં દંપતી ધીમેધીમે સંયમ કરવા લાગે તો પોતાની પ્રચંડ શકિત કે જેમાં નવસર્જનની અમર્યાદિત ક્ષમતા છે, તેના વડે જીવન વિકાસ કરી નરમાંથી નારાયણ બનવાનો માર્ગ ઘણો જ કાપી શકે, યોગમાર્ગના પ્રવાસી બની પ્રભુના પ્યારા બની શકે. આ બધું કલ્પના વિહાર નથી, મહાપુરુષોના ચરણરજના સેવનથી સાંપડેલો પ્રસાદ છે.

## શુચીનાં શ્રીમતાં ગેહે

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પ્રત્યેક સમસ્યાનો ઉત્તર છે. સંતાનવિષયક સ્પષ્ટ ઉલ્લેખ કરતાં ભગવાન કહે છે-

**શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટ અભિજાયતે ॥ (૬/૪૧)**

શુચિ અને શ્રીમાનને ત્યાં યોગભ્રષ્ટ જીવ જન્મ લે છે. શુચિ એટલે પવિત્ર. સ્વચ્છ શબ્દ બાહ્યશુદ્ધિ સૂચવે છે. દાતણ, મળત્યાગ, સ્નાન વગેરેથી શરીરના મળ દૂર થાય છે. વેદાધ્યયનથી મન અને બુદ્ધિ શુદ્ધ થાય છે. કદાચ આપણાથી વેદ ન ભણી શકાય, તો ગીતા તો અવશ્ય ભણવી જોઈએ. ગીતાના અધ્યયન માટે ભગવાન સ્વયં જ્ઞાનયજ્ઞ (૧૮.૭૦) શબ્દ વાપરે છે.

તપથી પણ આંતરિક દોષ દૂર થાય છે. શારીરિક, વાચિક અને માનસિક (ગીતા, ૧૭/૧૪ થી ૧૯) એમ તપના ત્રણ પ્રકાર છે. પ્રાણાયામ દરેકે કરવો જોઈએ. જેમ અગ્નિ લાકડાને ભસ્મ કરે છે તેમ પ્રાણાયામથી આંતરિક દોષ નાશ પામે છે.

મનુભગવાન અર્થશૌચ(પ.૧૦૬) નો આગ્રહ રાખે છે. તેઓ કહે છે, અર્થશુચિ એ જ ખરી શુદ્ધિ છે. માટી અને પાણીથી થતી શુદ્ધિ એ પૂરી શુદ્ધિ નથી. વ્યકિતની આવકનાં સાધનો શુદ્ધ હોવાં જોઈએ. ન્યાયી આવક માણસને મુકિત આપે છે. આજે ચારે બાજુ એક જ હવા છે. "આજનો લ્હાવો, લીજીએ રે....,અપ્રામાણિકતા, વિશ્વાસઘાત, ભેળસેળ! તેવી સ્થિતિમાં સિદ્ધાંતને વળગી રહેવું કઠણ છે. પરંતુ, તે રીતે જીવવું એ પણ એક તપ છે. નૈતિક માણસ કરોડપતિ કદાચ નહિ થાય, પરંતુ કરોડપતિ કરતાં વધારે સુખી તો અવશ્ય હશે જ ! આની સાબિતી વ્યકિતએ જ કરવાની છે. ન્યાયી સંપત્તિ એ જ ખરી શ્રી. તેનાથી આંતરિક ગુણો ખીલે. પ્રસન્નતા શાંતિ, સરળતા, સહજતા આ ન્યાયી સંપત્તિનું પરિણામ છે. તેને છુપાવવા જેવું કશું જ નથી. આવે ઘરે ભગવાનની કૃપાથી યોગભ્રષ્ટ સંતાનો આવે જેનાથી એકવીસ પેઢીનો ઉદ્ધાર થાય.

**कुलं पवित्रं जननी कृतार्था वसुंधरा पुण्यवती च येन ।**

માતાનો ગર્ભનો ભાર સાર્થક થાય. પિતા ઋણમુકિત અનુભવે, સંસ્કૃતિ માતા હરખાય. દેવો પુષ્પવૃષ્ટિ કરે! આઓ! આવાં સંતાનોને આવકારવા કટિબદ્ધ-વ્રતનિષ્ઠ બનીએ.

**સગર્ભા માટે મનનીય વાતો** - ખેતરમાં બી વાવ્યા પછી તેની વૃદ્ધિ માટે ખેડૂત જાગૃત રહે છે, તેમ સગર્ભાની પણ કેટલીક જવાબદારીઓ છે. તેમાં ભાર લાગતો નથી, કારણકે જે કામ પ્રેમથી ઉપાડયું હોય તે રમત બની જાય છે.

ગર્ભસ્થ જીવ જાગૃત છે. તેનામાં ગ્રહણ કરવાની શકિત છે આવું અભિમન્યુ, પ્રહલાદ વગેરેનાં ચરિત્રોમાં વેદવ્યાસે વર્ણવ્યું છે. આપણા બાળકને પણ પ્રારંભથી જ પ્રભાવી ચરિત્રો



સંભળાવવાં જોઈએ. રાષ્ટ્રીય શાયર ઝવેરચંદ મેઘાણી કહે છે-

"પેટમાં પોઢીને સાંભળેલી બાળે રામ-લક્ષ્મણની વાત" દંપતીએ ગર્ભને સંસ્કાર આપવા માટે પ્રતિદિન રામાયણ, મહાભારત જેવાં વીરકાવ્યો સંભળાવવાં જોઈએ. શ્રીમદ્ ભાગવતમાં કપિલ અને દેવહૂતિના સંવાદમાં ગર્ભસ્થ શિશુની પ્રાર્થના વર્ણવી છે. તે વાંચવાથી એવું લાગે છે કે, તે સમયે બાળકની ગ્રહણ શકિત અનેક ઘણી હોય છે. જન્મ્યા પછી તે થોડી ઓછી થતી હોય એવું લાગે!

સદાયે પ્રસન્ન રહેવું. અશાંતિની ક્ષણોમાં પણ પોતાનો વિચાર ન કરતાં ગર્ભસ્થ શિશુના વિકાસને વિચારવો. ઘણીવાર દાંપત્યકલહ થાય, પરંતુ તે સમયે બાજી બગડવા ન દેવી. પતિનું પણ કર્તવ્ય છે કે સગર્ભાને ખુશ રાખે. ધર્મશાસ્ત્રમાં એવું કહ્યું છે કે. સગર્ભાની ઈચ્છાઓ પૂર્ણ ન કરવાથી ગર્ભમાં શારીરિક કે માનસિક વિકૃતિ જન્મે છે. આ વિકૃતિ માટે મા-બાપે આજીવન દુ:ખી થવું પડે છે. તેથી દસ માસનો નાજુક સમય ખૂબ સંભાળવો જોઈએ.

સગાર્ભાએ થાય તેટલું કામ કરવું. આળસ કે બેઠાડુ થવાથી પ્રસૂતિ કષ્ટકારક બને છે. જે સ્ત્રી છેલ્લા દિવસ સુધી સામાન્ય કામ અને શરીરશ્રમ કરે તેને પ્રસૂતિ વખતે કશીય બાહ્યપ્રક્રિયા કે મદદની જરૂર નથી. આજે ઘણી સ્ત્રીઓ આઠ માસ પછી બે-ત્રણ માસ વધારે પડતો આરામ કરે છે, જે તેમને માટે હાનિકારક પૂરવાર થાય છે. સામાન્યકામ એ સ્વાસ્થ્ય સાધક છે. આરોગ્યવર્ધક છે. આરામનો ખોટો ખ્યાલ છોડવો જોઈએ.

સાત્વિક આહાર લેવાથી મન-બુદ્ધિ શુદ્ધ થાય. જેવું અન્ન તેવો ઓડકાર. અન્નથી ગર્ભનું પોષણ થાય છે. બલ, આરોગ્ય, પ્રસન્નતા વધારે તેવો ખોરાક લેવો. (ગીતા-૧૭/૮) જીભના સ્વાદ લેવામાં એ ના ભુલાઈ જાય કે, આવો તીખો કે ખાટો ખોરાક પેલા બાળકની કેવી દશા કરશે?

## સગર્ભાનો આહાર વિહાર

'અન્ન તેવો ઓડકાર' કહેવત પ્રમાણે આપણા આહારમાંથી આપણો સ્વભાવ બને છે. આહારમાંથી જ મન-બુદ્ધિ, વાણી વગેરે આકાર લે છે. (છાંદોગ્ય ઉપનિષદ ૫.૧૯ અને ૬.૫) આહાર શુદ્ધિ દરેક માટે જરૂરી છે, પરંતુ સગર્ભા માટે વિશેષ મહત્ત્વ છે, કારણ કે તેના ઉદરમાં એક બીજો જીવ આકાર લઈ રહ્યો છે. માતા જે ખાય તેની અસર બાળકને થાય છે. બહુ ખાટા, ખારા, તીખા પદાર્થોની કુમળા બાળક ઉપર કેટલી બધી અસર થાય તેની કલ્પના સહજ રીતે આવે. દા.ત. ત્રણ માસના બાળકની જીભ ઉપર સહેજ મરચું અડકાડીએ તો તે બાળકની શી-સ્થિતિ થાય? આ પ્રયોગ કરવાની જરૂર નથી. તો પછી, તેના પૂર્વેની સ્થિતિમાં બાળક કેટલી પીડા અનુભવે તે ગર્ભોપનિષદમાં લખ્યું છે.

અહીં કોઈ એમ કહે કે, લિંગ દેહ ૧૭ તત્ત્વો- પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ મન અને બુદ્ધિ-માં ફેરફાર થતો નથી. પરંતુ આ સિદ્ધાંત નથી, કારણ કે આહારની અસર પ્રત્યેક

અંગ ઉપર થાય છે. નિષિદ્ધ આહારથી શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય બગડે જ છે, તેવી જ રીતે, સગર્ભાના નિષિદ્ધ અને વિરુદ્ધ આહારથી બાળક ક્રોધી, જીદ્દી, અતિચંચલ, નપુંસક વગેરે પ્રકારનું બને છે. આનું પરિણામ મા-બાપને આજીવન ભોગવવું પડે છે. ત્યાં ભાગ્યને દોષ આપવાથી ન ચાલે, કારણ કે આપણે જ ભાગ્ય વિધાતા છીએ. સર્જનના દોષ માટે સર્જક જ જવાબદાર છે. બહાનાં બતાવવાથી પરિસ્થિતિ બદલાતી નથી. આનો ઉપાય છે, પાણી પહેલાં પાળ બાંધવી.

આહારનો અર્થ 'ખાવું'. પરંતુ તેમાં મોટો અર્થ છુપાયેલો છે. આપણને મોંઢાથી ખાવાનું ખબર છે. પરંતુ શાસ્ત્રીય ભાષામાં કહેવાનું હોય તો માણસ પાંચ જ્ઞાનેન્દ્રિયોથી 'ખાય' છે. દાત. જોવું એટલે આંખનો ખોરાક, સાંભળવું એટલે કાનનો ખોરાક, સૂંઘવું, એટલે નાકનો ખોરાક વગેરે આ બધી ઈન્દ્રિયોના ખોરાકનું ધ્યાન રાખવું જોઈએ. તેથી વેદમાં પ્રાર્થના છે.–

ॐ भद्रं कर्णेभिः श्रृणुयाम देवाः भद्रं पश्येम अक्षिभिः यजत्राः ।
स्थिरैः अंगैः तुष्टुवांसः तनूभिः व्यशेम देवहितं यत् आयुः ॥

કાનથી મંગલ શ્રવણ કરીએ. આંખથી શુભ દર્શન કરીએ. સમર્થ દેહ ભગવાનના કામે વાપરીને ભગવાનના ગમતા થઈએ. આવા અનેક મંત્રો – શ્લોકો છે. આ વર્ણન પ્રમાણે આપણી ઈન્દ્રિયોનો આહાર થવો જોઈએ.

પાંચ ઈન્દ્રિયોમાં આંખ અને કાન મહત્ત્વની છે. બાકીની ત્રણ ઈન્દ્રિયોનો આહાર કંઈક અંશે મર્યાદિત છે.

સાક્ષર કુટુંબોમાં વર્તમાનપત્ર, સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે ખડકાતાં હોય છે. બધાને લાગે છે કે ઘરની બહારનું વિશ્વ જાણવા માટે આ જરૂરી છે. પરંતુ વિશ્વની માહિતી માટે જાગરૂક વ્યક્તિ પોતા વિષે ઘોર અજ્ઞાન અને બેદરકારી રાખે તે કેમ ચાલે? સગર્ભાને માર્ગદર્શક લખાણ તેમાં કેટલું હોય છે?

એવું કહેવું પડે કે આવાં લખાણ વિકૃતિનો ભંડાર છે. સામાજિક અસ્વસ્થતા અને અશાંતિથી પાનાં રંગાયેલાં હોય છે. ચલચિત્રોને રજૂ કરતું સાહિત્ય કેટલે અંશે અનુકરણીય અને શાંતિપ્રદ તેનો ઉત્તર વ્યક્તિ-સાપેક્ષ છે. આદર્શ ગૃહસ્થાશ્રમ કે ભાવાશ્રુ વહેવડાવતાં દશ્યોના સર્જક, અભિનેતા અને અભિનેત્રીઓનું જીવન વિસંવાદિતાઓનો જ્વાળામુખી હોય છે એવું કહેવામાં અતિશયોક્તિ નહીં હોય તથા પ્રેક્ષકો અનભિજ્ઞ છે એવું પણ ન કહી શકાય. રંગમંચ કે ચલચિત્રનાં દશ્યોથી પ્રેક્ષક જલકમલવત્ રહે એ પણ સંભવિત નથી. આ વિષે વિચારવું જરૂરી છે.

ચલચિત્રો મનોરંજનનું અપરિહાર્ય માધ્યમ છે. મનોરંજનને મનોમંથન દ્વારા તાજગીનું સાધન બનાવવું જોઈએ, જેને ઉકરડામાંથી પણ રત્નો ખોળવાની દ્રષ્ટિ સાંપડી હોય તેનામાં



ક્યારેય વિકૃતિ ઘૂસતી નથી. કારણ કે સંસ્કૃતિએ પોતાનું સ્થાન આરક્ષિત કરેલું હોય છે. સારગ્રાહીને બધે શુભ દેખાય છે. બધેથી શુભ ઉપાડે છે. ઘણા સમય પહેલાં મેં એક ફિલ્મ જોયેલી- રામ તેરી ગંગા મૈલી. તેમાં દીકરો બાને પૂછે છે - બા આજે પણ વિવેકાનંદ જન્મી શકે? ત્યારે બાએ કહ્યું - હા. જ્યાં પ્રસન્ન દાંપત્ય હોય, ગૃહસ્થાશ્રમમાં પ્રેમ અને સમર્પણ હોય ત્યાં આજે પણ વિવેકાનંદ જન્મે.

કેટલો ભવ્ય આદર્શ રજૂ થયો છે?

સિનેમાનાં કેટલાંય ગીતોમાં જીવનવિકાસનાં રત્નો વેરાયેલાં છે. શુભ વાચનથી આવાં રત્નો પારખવાની દષ્ટિ મળે છે.

**સગર્ભાને આશીર્વાદ**- સગર્ભાનું માનસિક બળ વધે તે માટે વડિલોએ ઉત્સાહ આપવો જોઈએ. પ્રસૂતિનો ખોટો ભય દૂર કરવો. વેદમાં તે વિષેના મંત્રો જાણીએ.

ॐ आ ते योनिं गर्भ अेतु पुमान् बाण इव इषुधिम् ।
आ वीरोऽत्र जायतां पुत्रः ते दशमास्यः ॥
पुमांसं पुत्रं जनय तं पुमान् अनु जायताम् ।
नवासि पुत्राणां माता जातानां जनयाश्च यान् ॥
(अथर्व ० ३/२२/२-३)

જેમ બાણ ભાથામાં સ્થિર રહે છે, તેમ તારા ગર્ભાશયમાં દૈવી ગર્ભ દસ માસ સુધી સારી રીતે વિકાસ પામો. પછી વીર સંતાનની માતા બન. તારાં સંતાનો સમર્થ બનો. વીરસૂ: (તેજસ્વી સંતાનોને જન્મ આપનારી) વિશેષણ પત્ની માટે અનેક વાર વપરાયું છે. કોઈને એમ લાગે કે, 'આર્યોને શત્રુઓ સાથે સતત સંગ્રામ ખેલવા પડતા હશે તેથી આવું લખ્યું છે. આના ઉપરથી એવો પણ અર્થ કાઢે કે આર્યો લડાયક જાતિ હતી."

મને એમ લાગે છે કે, જો સંસ્કૃતિ ટકાવવી હોય તો સંગ્રામ આવશ્યક છે. વ્યક્તિના અસ્તિત્વ માટે પણ સંગ્રામ કરવો જ પડે છે તેમાં યોગ્યતમ જ ટકી રહે છે. Struggle for existence અને survival of the fittest. આ પ્રાકૃતિક નિયમ છે. સમર્થ પ્રજાની પ્રાર્થના સાથે લડાયકવૃત્તિને જોડી દેવી એ માનવવંશના ઈતિહાસનું અજ્ઞાન સૂચવે છે. કોઈપણ કાળે સમર્થ સંતાન જોઈએ જ. વિશેષતઃ આજે તો ખાસ.

દરેક દંપતીએ ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ કે, મારો લાલ, મારી આત્મજા ઈતિહાસમાં અમર બને, નવો ઈતિહાસ રચે. મારાં સંતાનો એવાં થાય, જેમના મોઢે શ્રી મધુકર રાંદેરિયાની કાવ્યપંક્તિઓ રમતી હોય-

ચલો આજ ભૈયા ઉઠાવી લ્યો લંગર, સમંદરની અંદર ઝુકાવી દો કિસ્તી

સલામત કિનારાના ભયને તજી દો તૂફાનોને કહી દો કે કમ્મર કસી છે.

મુહબ્બતની અડિયલ એ વાતો જવા દો, મુહબ્બતનાં એ દમિયલ ગીતો જવા દો.

જગતને જગાડી દો એ રીતથી કે, કલેવરને કણ કણ જુવાની વસી છે."

અથવા, એક હિન્દી કાવ્યમાં કહ્યું છે-

વિચાર લો કિ મર્ત્ય હો ન મૃત્યુ સે ડરો કભી,

મરો પરંતુ યોં મરો કિ યાદ તો કરેં સભી. હુઈ ન યોં સુમૃત્યુ તો વૃથા મરે વૃથા જિયે

મરા નહીં વહી કિ જો જિયા ન આપકે લિયે. યહી પશુ પ્રવૃત્તિ હૈ કિ આપ આપ હી ચરે,

વહી મનુષ્ય હૈ કિ જો મનુષ્ય કે લિયે મરે.

કેટલીક વાર, પ્રથમ પ્રસૂતિ વખતે (કેટલાક સમાજમાં) સગર્ભાને પુત્રી થવાનો ડર હોય છે. તે પણ આ મંત્રોથી દૂર થાય છે. કારણ કે જે વસ્તુ માનવ નિયંત્રણની નથી, તે માટે પહેલાંથી જ શા માટે વ્યથિત થવું? સમજુ સ્ત્રીઓએ પણ સ્ત્રીઓની કક્ષાઓ ન પાડવી જોઈએ, જેમ કે.

(૧). લગ્ન પછી ટૂંક સમયમાં પ્રથમ સુવાવડમાં દીકરો થવો.
(૨). " " " " દીકરી થવી.
(૩). " " અમુક વર્ષો સુધી વંધ્યત્વ.
(૪). " " પ્રથમ કસુવાવડ, પછીપાછી કસુવાવડ, અને પછી દીકરો/દીકરી.
(૫). સંતાન થઈને મરી જવાં
(૬). માત્ર દીકરીઓ જ હોવી. (સાપનો ભારો)
(૭). વંધ્યા કે વિધવા.

આવાં તારતમ્યો સમુદ્રમાં ડૂબાડવાનો સમય આવી ગયો છે. સ્ત્રીને ગુણોથી માપવી જોઈએ સંતાનરૂપી માપદંડે જ આપણી અધોગતિ કરી છે એવું મને લાગે છે. જો દીકરીને સાપનો ભારો ગણતા હોઈએ (ખરેખર, આવું નથી જ) તો દીકરાને નાગનો ભારો કહો, કારણ કે ધર્મશાસ્ત્રાનુસાર કેટલાંય કર્તવ્ય ન કરીને બાપને ભાર રૂપ થયો છે. બાપના આશાના મિનારા કડડભૂસ કરનારને 'કુલદીપક' કોણ કહે!

ટૂંકમાં, સગર્ભાને સુવિચારથી પ્રસન્ન રાખવી જોઈએ, દેવદૂતના સ્વાગતની તૈયારી માટે તૈયાર કરવી જોઈએ. તેને કહેવાનું-

" અમ દેશની ઓ આર્યરમણી! અમર છે ઈતિહાસમાં " આ પ્રકરણ મંત્રને યાદ કરી સમાપ્ત કરીએ-

ॐ यथेयं पृथिवी मही दाधार पर्वतान् गिरीन् ।
ऐवा ते ध्रियतां गर्भो अनु सूतं सवितवे ॥
(अथर्व. ૬/૧૭/૩)



**જે પ્રકારે પૃથ્વી પર્વત અને પહાડોને ધારણ કરે છે તેવી રીતે તારા ઉદરમાં ગર્ભ સ્થિર રહો. યોગ્ય સમયે પ્રસૂતિ થાઓ.**

**ગર્ભદોષ નિવારણ**- અથર્વવેદના આઠમા કાંડના છઠ્ઠા સૂક્તમાં આ વિષય છે. પ્રાચીન કાળમાં જે રોગો થતા અને જે આજે પણ કંઈક અંશે જોઈ શકાય છે, દા.ત. કુરૂપ સંતાન, નેત્રદોષ, નપુંસકત્વ, ગર્ભપાત, જન્મ્યા પછી સંતાનનું મરણ વગેરે દોષો દૂર કરવા માટે ભગવાનને પ્રાર્થના છે. તથા તેના ઉપચાર પણ લખ્યા છે. એક સૂક્તમાં પ્રસૂતિની પીડા ઓછી કઈ રીતે થાય તે પણ લખ્યું છે.

આ સૂક્તોમાં દર્શાવેલી વિધિઓ અને ઔષધીઓ સંશોધનનો વિષય છે. મંત્રોનો ઉચ્ચાર તો જાણવો જ જોઈએ. તે પ્રભુ પ્રાર્થના છે. તે મંત્રો બોલવા જોઈએ. અહીં વિસ્તાર ન થાય તેથી સંદર્ભ લખું છુ. અથર્વવેદ - ગૃહસ્થાશ્રમ - (સંપાદક – શ્રી સાતવલેકર. સ્વાધ્યાયમંડલ, પારડી. જિ. વલસાડ.)

## પુંસવન સંસ્કાર

ગર્ભની સ્થિરતા થયા પછી આ સંસ્કાર થાય છે. સામાન્ય રીતે બીજે કે ત્રીજે મહિને શુભ દિવસે આ વિધિ કરવાની. બાળકમાં પૌરુષ ઉત્પન્ન થાય, નમાલો ન રહે, વીર બને તેવી ભાવના છે. એક અર્થ એવો પણ છે કે દીકરો જન્મે.

અહીં એક વિધિ સંશોધનનો વિષય છે. વડલાની કૂંપળોનો રસ કાઢી તે રસ સગર્ભાના નાકમાં નાખવો. જો તે શકય ન હોય તો સુંઘાડવો. વડલાની કૂંપળોમાં પૌરુષ નિર્માણ કરવાની શકિત છે તે શોધી કાઢવું જોઈએ. સામાન્ય રીતે વડલો સતત વૃદ્ધિ પામતું, વડવાઈ દ્વારા એકમાંથી અનેક થતું ઝાડ છે. તે સગર્ભાને કઈ રીતે અસર કરે તે સિદ્ધ કરવું જરૂરી છે. વળી સત્યવાન અને સાવિત્રીની કથામાં પણ કહ્યું છે કે વડલાની પૂજા-સેવનથી સાવિત્રીએ પતિનું ઘડપણ દૂર કરી નવું જીવન આપ્યું.

તેજસ્વિતા અને પૌરુષનું વર્ણન કરતા મંત્રો પણ ધ્યાન ખેંચે છે. તેજસ્વિતાનું પ્રતીક છે સોનું. તેથી આ વખતે 'હિરણ્યગર્ભ' મંત્રથી આશીર્વાદ આપે છે. બાળક મનોહર દેહયષ્ટિનો બને તે માટે વિશ્વકર્માને યાદ કરી સૃષ્ટિની પ્રક્રિયા સંક્ષિપ્ત વર્ણવી છે. આ વિધિ ટૂંકી છે, પરંતુ અર્થ ગંભીર છે.

**ॐ हिरण्यगर्भ : समवर्तताग्रे भूतस्य जात : पति : ऐक आसीत् ।**
**स दाधार पृथिवीं द्यां उत इमां कस्मै देवाय हविषा विधेम ॥**
**(यजुर्वेद - ૧૩/૪)**

હિરણ્યગર્ભ પ્રથમ હતા. તેઓ સર્વના પાલક છે. તેમણે પૃથ્વી અને સ્વર્ગને ધારણ કર્યું. તેમની સ્તુતિ કરવા અમે કઈ રીતે સમર્થ થઈએ?

ॐ अद्भ्य : संभृत : पृथिव्यै रसात् च विश्वकर्मण : समवर्तत अग्रे ।
तस्य त्वष्टा विदधत् रूपम् अेति तत् मर्त्यस्य देवत्वं आजानं अग्रे ॥
(यजुर्वेद - ३१/१७)

જલમાંથી આ બધું નિર્માણ કર્યું છે. વિશ્વકર્મા પ્રથમ હતા. તેમના અલૌકિક રૂપની અમે સ્તુતિ કરીએ છીએ.

આવા મંત્રો સગર્ભાને સંભળાવવાથી તેનો ઉત્સાહ વધે છે. ગર્ભસ્થ શિશુ પ્રસન્ન રહે છે. આવા મંત્રો નિયમિત સંભળાવવા જોઈએ એવો અર્થ છે.

**સીમન્તોન્નયન સંસ્કાર-** સગર્ભાને છઠ્ઠો, સાતમો કે આઠમો મહિનો હોય ત્યારે આ સંસ્કાર થાય છે. આજે સંસ્કાર કરતાં વ્યવહારનું પ્રાબલ્ય છે. ગુજરાતમાં આ વિધિને 'ખોળો ભરવો' કહે છે. પ્રદેશાનુસાર કુલાચાર ભેદ છે. તેનું વર્ણન અહીં જરૂરી નથી.

ગણેશ વગેરે દેવોની પૂજા કરી, અગ્નિમાં હોમ કરી, આરોગ્ય સૂચક વિધિ કરવામાં આવે છે. ઉંબરાનાં બે કાચાં ફળ અને દર્ભના ત્રણ નાના ટુકડા એમ પાંચેયને ભેગાં બાંધી લોઢાની ખીલીથી સગર્ભાના માથાનો મધ્યભાગ જેને સેંથો કહે છે તેમાં કપાળથી શરૂ કરી અંબોડા સુધી લઈ જવામાં આવે છે. ભૂ:, ભુવઃ અને સ્વઃ એ ત્રણ બીજ મંત્રોનો પતિ ઉચ્ચાર કરે છે. પછી તે ફળ અને દર્ભ સગર્ભાને ચોટલે બાંધવામાં આવે છે. નીચેનો મંત્ર પતિ બોલે છેઃ-

ॐ अयम् ऊर्जावतो वृक्ष ऊर्जीव फलिनी भव ।

આ વૃક્ષ વિશાળ, મજબૂત અને ફલયુક્ત છે. તું પણ પ્રભાવી, તેજસ્વી, દૈવી સંતાનની માતા થા.

પછી ગવૈયાઓ પાસે મધુર ગીતો ગવડાવવાં જેમાં વિનોદ સાથે આદર્શ સંકળાયેલો હોય. આવાં ગીતો સગર્ભાનું મન પ્રસન્ન કરે છે. એવો પણ અર્થ થાય કે, હવેથી નિયમિત સગર્ભાને ગમે તેવું સંગીત સંભળાવવું જોઈએ, દરેક પ્રકારે તેને ખુશ રાખવી જોઈએ.

પ્રચલિત વિધિ એવી છે કે, સીમંત પછી સગર્ભાને પિયર — પિતાને ઘેર લઈ જવામાં આવે છે. આનું ખરું કારણ ખબર નથી. પરંતુ એવું સંભવ છે કે, બા જેટલી ચીવટથી દીકરીને સંભાળે, તેટલી કાળજી સાસુ ન લે તેવું બની શકે. જો એ પ્રથમ સુવાવડ બગડે તો સ્ત્રીને આખી જિંદગી દુઃખી થવું પડે. આવું વિચારીને પ્રથમ સુવાવડ પિયરમાં કરવાનું નક્કી કર્યું હશે. પરંતુ સાચી વિધિ એવી છે કે, પતિ પત્નીએ સાથે રહી નિયમિત સાધના કરવી જોઈએ, વળી બાળક જન્મે ત્યારે જાતકર્મ સંસ્કાર પિતાએ જ કરવો જોઈએ. આ સંસ્કાર ત્યારે જ થઈ શકે જો પત્ની પોતાને ઘેર હોય, તેથી સુવાવડ પતિને ઘેર જ થાય તે શાસ્ત્રીય છે. સમાજની વિકૃતિ કાઢીને સાસુ-વહુના સંબંધોમાં મીઠાશ લાવવી જોઈએ.



શ્રીમદ્ ભાગવત (૧.૫.૧૧)માં સાહિત્યની વ્યાખ્યા આપતાં નારદ વેદવ્યાસને કહે છે "જે માણસનાં પાપ ધોઈ નાખે તે સાહિત્ય". તત્ત્વતઃ માનવ દૈવી છે. પરંતુ વાતાવરણ, વારસો, પ્રભાવી અસર વગેરેને લીધે તે ઘણીવાર પતનોન્મુખ બને છે. તેને માર્ગ સૂજતો નથી. તોફાનમાં સપડાયેલી નૌકાની જેમ અટવાયા કરે છે. આ સ્થિતિમાં સાહિત્ય માર્ગ દાખવી શકે, કારણ કે તેમાં પૂર્વજોના અનુભવોનો સંગ્રહ છે, કાર્યકારણ દ્વારા ઘટના અને પરિણામોનું વિશ્લેષણ છે, ઈતિહાસ છે, માનવની ચડતી પડતીનું ચિત્રણ છે, નિઃસ્વાર્થ માર્ગદર્શન છે.

સાહિત્યની સૂચિ કરવા બેસીએ તો મોટો ગ્રંથ તૈયાર થાય. પરંતુ અગુલિનિર્દેશ તરીકે કેટલાક સંદર્ભો— રામાયણ, મહાભારત, ભાગવત, હરિવંશ, ગર્ગસંહિતા. દેવી ભાગવત જેવા પ્રાચીનગ્રંથો, સ્વાધ્યાય મંડલ (પારડી, વલસાડ), પુનિતપ્રકાશન (અમદાવાદ), સસ્તુ સાહિત્ય, ગીતાપ્રેસ (ગોરખપુર), સદ્વિચાર દર્શન (મુંબઈ), પૂ. મોટા દ્વારા શરૂ થયેલી વિવિધ શ્રેણીઓ ગણાવી શકાય. જો કે તારતમ્ય દૃષ્ટિ કેળવવી જોઈએ. તે વાચનને લીધે ખીલે છે.

સગર્ભાએ ખાસ વાંચવા જેવા પ્રસંગો કહેવાના હોય તો નીચે પ્રમાણે છે.

૧. વિદુલોપાખ્યાન (મહાભારત, ઉદ્યોગપર્વ)
૨. મદાલસા-આખ્યાન (માર્કંડેયપુરાણ)
૩. ગર્ભોપનિષદ, ભાગવત (૩.૩૧)
૪. પ્રદ્યુમ્નના જન્મ માટે કૃષ્ણ- રુકૃમિણીનું તપ (મહાભારત)
૫. શિવાજીનું ચરિત્ર
૬. હરિવંશ
૭. વાલ્મીકિ રામાયણ- (ઉત્તરકાંડ) લવ-કુશનાં પરાક્રમો
૮. વામનાવતાર (ભાગવત. ૮.૧૬)
૯. શાકુંતલ-સર્વદમનનાં પરાક્રમો
૧૦. તેજસ્વી સંતાનોનાં ચરિત્રો
૧૧. ચંડીપાઠ (અધ્યાય-૧૧)
૧૨. ક્રાંતિકારીઓનાં જીવનચરિત્ર

## જાતકર્મ સંસ્કાર-

બાળક જન્મે ત્યારે કરવાની વિધિ, પ્રથમ ગણેશ અને કુલદેવતાનું પૂજન, અગ્નિમાં હોમ

આ સંસ્કાર બાળકના પિતાએ કરવાનો છે. અનુકૂળતા ન હોય તો પ્રસૂતિ સમયે જે ઉપસ્થિત હોય તેણે પિતાની જવાબદારી સમજીને પવિત્રતા અને સંસ્કારનો આદર નિર્માણ કરી

**આ વિધિ કરવી. નાલચ્છેદન પહેલાં આ વિધિ કરવી.**

**મેધાજનન** -એક નાનકડી (સોનાની) વાડકીમાં એક ભાગ ઘી અને ત્રણ ભાગ મધ ભેગું કરવું, પછી ટચલી આંગળીની પાસેની આંગળી- અનામિકા અને અંગૂઠાથી સોનાની સળી પકડી રાખી, તેનાથી બાળકને ઘી અને મધનું મિશ્રણ ચાર વખત ચટાડવું અને નીચેના ચાર મંત્રો બોલવા.

**ॐ भू : त्वयि दधामि । ॐ भुव : त्वयि दधामि ॥**
**ॐ स्व : त्वयि दधामि । ॐ भूर्भुव : स्व : त्वयि दधामि ॥**

આ માટે બીજો પણ એક મંત્ર છે-

**ॐ प्र ते ददामि मधुनो धृतस्य वेदं सवित्रा प्रसूतं मघोनाम् ।**
**आयुष्मान् गुप्तो देवतामि : शतं जीव शरदो लोके अस्मिन् ॥**
(આશ્વલાયન ગૃહ્યસૂત્ર- ૧-૨૫-૧)

હું તને ઘી અને મધ ચટાડું છું. આ બંને પદાર્થો ભગવાને સર્જ્યા છે. તે ઐશ્વર્ય આપનારા છે. દેવો તારૂં રક્ષણ કરો. તું દીર્ઘાયુ થા. સો વરસનો થા.

અહીં બાળકને મેધાવી થવા માટે પ્રાર્થના અને પ્રક્રિયા લખી છે. ઘી આયુષ્ય વર્ધક છે. શરીરને પુષ્ટ બનાવે છે. મધ આરોગ્યવર્ધક છે. આ બંને સાથે તેજસ્વિતાનું પ્રતીક સોનું છે. આમ બાળકના જીવનમાં આયુષ્ય, આરોગ્ય અને તેજસ્વિતાનો સમન્વય સૂચવ્યો છે. વેદના મંત્રોથી તે ક્રિયાને વધારે પ્રભાવી બનાવી છે. વ્યાહૃતિ મંત્રો વિશેષ શક્તિમાન છે. બાળકના કાને પહેલો શબ્દ 'ॐ' પડવો જોઇએ, જે વેદ અને ભગવાન સૂચવે છે. આ બાળક ભગવાનનાં કામ કરી ભગવાનનો લાડકો થાય એવો ભાવ છે. આટલાથી પૂરૂ ન કરતાં, બાળકને બીજા મંત્રો પણ સંભળાવવાના, તેની પાસે બેસીને બોલવાના.

આયુષ્યકરણ - બાળક દીર્ઘાયુ બને તે માટે પ્રાર્થના.

**ॐ अग्नि : आयुष्मान् स वनस्पतिभि : आयुष्मान् तेन त्वा आयुषा आयुष्मंतं करोमि ।**
**ॐ सोम आयुष्मान् स ओषधिभि : आयुष्मान् तेन............।**
**ॐ ब्रह्म आयुष्मत् तत् ब्राह्मणै : आयुष्मत् : तेन..............।**
**ॐ देवा आयुष्मन्त : ते अमृतेन आयुष्मन्त : तेन............।**
**ॐ ऋषय : आयुष्मन्त : ते व्रतै : आयुष्मन्त : तेन............।**
**ॐ पितर : आयुष्मन्त : ते स्वधाभि : आयुष्मन्त : तेन.....।**
**ॐ यज्ञ आयुष्मान् स दक्षिणाभि : आयुष्मान् तेन..............।**
**ॐ समुद्र आयुष्मान् स स्रवन्तीभिः आयुष्मान् तेन............।**
(पारस्कर गृहासूत्र - १/१६/६)



ઉપરના મંત્રોમાં બાળક સામે જીવનના આદર્શો રજૂ કર્યા છે. તે બધા આદર્શો સાકાર કરવા દીર્ઘાયુ જરૂરી છે, તેથી તે પ્રાર્થના દરેક વખતે કરી છે. (૧) અગ્નિ જેવા તેજસ્વી, (૨) ચંદ્રની જેમ અમૃતનો સ્રાવ કરનાર, જગતને શાંતિ આપનાર, (૩) બ્રહ્મનો ઉપાસક અને જ્ઞાનનો ભંડાર, (૪) દેવોની જેમ સદાયે ચૈતન્ય, પ્રસન્નતા અને આનંદનો ફુવારો, (૫) ઋષિની જેમ વ્રતનિષ્ઠ, કુશળતા પ્રભુ ચરણે ધરનાર, (૬) પિતૃઓના જેવી ધારણ શક્તિ યુક્ત (૭) યજ્ઞીય વિચારોથી સંસ્કૃતિનો સંરક્ષક અને સંવર્ધક અને (૮) સમુદ્ર જેમ રત્નોનો ભંડાર, ભરતી ઓટમાં સમાન અને જગની ખારાશ પચાવી અમૃતનાં દાન દેનાર આ બાળક થાય તેવી પ્રાર્થના દ્વારા ઋષિઓએ હાલરડું આપ્યું છે. આપણે આ મંત્રો મુખપાઠ કરીને નિયમિત બાળકને સંભળાવીએ તો તેનું જીવન દૈવી ન થાય! અરે, આપણામાં પણ જબરદસ્ત ફેર પડી જાય, કારણ કે અગ્નિ પાસે રહેનારને ઠંડી કયાંથી લાગે?

પરંતુ આપણાં હાલરડાં તો નક્કી જ છે.

**બાબો મારો ડાહ્યો, પાટલે બેસી નાહ્યો**
**પાટલો ગયો છે ખસીને, બાબો ઉઠયો છે હસીને.**

જોડકણું સારૂ છે પરંતુ હળવાશમાં કહેવાનું હોય તો, જે બાળકને નાનપણથી જ પાટલો ખસવાની વાત કહી, તે મોટો થઈને પણ પોતાની પાટલી ખસેડવાનું, બદલવાનું ભૂલતો નથી, આ દોષ તેનો નહીં, પણ હાલરડું સંભળાવનાર- આદર્શ આપનાર માતાનો ખરો કે નહીં? જવાબ તમે નક્કી કરો.

પછી નીચેનો મંત્ર ત્રણ વાર બોલવો- બાળકને સંભળાવવો-

**ॐ त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यत् देवेषु**
**त्र्यायुषं तत् नो अस्तु त्र्यायुषम् ॥ (यजुर्वेद ३/६२)**

અગ્નિ સમાન તેજસ્વી જમદગ્નિ, માનવપિતા કશ્યપ અને દેવોના જેવો બન. બાલ્ય, યૌવન અને વાર્ધકયને પૂર્ણ રીતે ભોગવીને શતાયુ બન.

પછી બાળકની પૂર્વદિશામાં જઈ, બાળકના સામું જોઈ प्राणः, દક્ષિણદિશામાં જઈ બાળક સામું જોઈ व्यानः, પશ્ચિમદિશામાં જઈ, બાળક સામું જોઈ अपानः, ઉત્તરદિશામાં જઈ, બાળક સામું જોઈ उदानः અને પછી વચ્ચે આવી समान આવો ઉચ્ચાર કરવો. અર્થાત બાળકમાં પાંચે પ્રાણ સમર્થ બનો. પ્રાણ એ જ આપણું આયુષ્ય છે. હૃદયમાં પ્રાણ, ગુદામાં અપાન નાભિમાં, ગળામાં ઉદાન અને સમગ્ર શરીરમાં વ્યાનનો નિવાસ છે. જમતી વખતે પણ પહેલા પાંચ કોળિયા લેતી વખતે આ પાંચ પ્રાણને યાદ કરવામાં આવે છે. આ પ્રાણની શકિત અને વિશેષતા છાંદોગ્ય ઉપનિષદ[૫-૧અને ૫-૧૯] માં વર્ણવી છે.

જે સ્થળે બાળકનો જન્મ થયો હોય, તે ભૂમિને પ્રાર્થના

**ॐ वेद ते भूमि ह्रदयं दिवि चंद्रमसि श्रितम् । वेदाहं तत् मां तत् विघात् पश्येम शरदः शतं जीवेम शरदः शतं श्रृणुयाम शरद : शतम् ॥ पारस्कर गृहयसूत्र - १/१६/१७**

હે શિશુ! તું દીર્ઘાયુ થા, સો વર્ષ સુધી મંગલ દર્શન કરતો શુભ શ્રવણ કરતો પ્રભુને ગમતો થા. ભૂમિદેવી તારા ઉપર કૃપા કરો.

બાળકને સમર્થ થવાનો આદેશ

**ॐ अश्मा भव परशु : भव हिरण्य अस्रुतं भव ।**
**आत्मा वै पुत्र नामासि स जीव शरद : शतम् ॥**
**आश्वलायन गृहयसूत्र १/१५/३**

હે બાળક! તું દ્રઢ થા, તીક્ષ્ણ થા, તેજસ્વી થા, પ્રભાવી થા, તું મારો આત્મા છે. સો વર્ષનો થા.

સામાન્ય રીતે દીકરો બાપ જેવો થાય એવી પ્રથા છે, પરંપરા છે. ઋષિનું કામ કરનાર બાપના મુખે આ મંત્ર શોભે. કુમાર્ગે ગયેલા પિતાનું અનુસરણ ન કરવું તે પણ ખરું. ઋષિચીંધ્યા માર્ગે જવાનું.

**સ્તનપાન** - નવજાત શિશુને સ્તનપાન કરાવવાના મંત્રો અર્થ ગંભીર છે. નીચેના બે મંત્રોથી ક્રમશઃ જમણો અને ડાબો સ્તન બાળકના મુખમાં મૂકવો.

**ॐ इमं स्तनं ऊर्जस्वन्तं धयापां पप्रीनं अग्ने सरिरस्य मध्ये ।**
**उत्सं जुषस्व मधुमन्तम् अर्वन् समुद्रियं सदनं आ विशस्व ॥**
**शुक्लयजुर्वेद - १७/८७**

હે અગ્નિ સમાન તેજસ્વી બાલક! નશ્વર દેહને પુષ્ટ કરનાર દૂધ આપતા આ સ્તનનું પાન કર. આ સ્તન માધુર્યનો (અવિચ્છિન્ન) સ્રોત છે. માધુર્યના સાગરમાં લીન થઈ જા. સંસાર સાગરને પાર કરાવનાર આ દેહ રૂપી નૌકાને સુદ્રઢ બનાવ.

**ॐ यः ते स्तनः शशयो यो मयोभूः यो रत्नधा वसुवित् यः सुदत्र : ।**
**येन विश्वा पुष्यसि वार्याणि सरस्वति तम् इह धातवे क : ॥**

હે સરસ્વતી! તારો આ સ્તન, જે શાંતિદાયક છે, સુખને ઉત્પન્ન કરનાર છે, રત્નોને ધારણ કરે છે, સ્થિરતા આપે છે, દાતૃત્વ નિર્માણ કરે છે, તથા જેનાથી તમે સમગ્ર વિશ્વને પુષ્ટ કરો છો, તેનાથી આ બાળકને પણ પુરુષોત્તમ બનાવો.



પ્રથમ મંત્રનો શબ્દાર્થ સરળ છે. અગ્નિદેવને પ્રાર્થના છે. બીજા મંત્રમાં સરસ્વતી દેવીને પ્રાર્થના કરી સ્તનપાનના રૂપકથી વિદ્યાનો મહિમા ગાયો છે. જેણે મા સરસ્વતીની, વીણાવાદિનીની ઉપાસના દ્વારા જીવનવીણાના તારો ઝંકૃત કર્યા છે, સમુદ્ર સમાન અગાધ જ્ઞાનરાશિમાં અવગાહન કરી જીવન વિકાસનાં રત્નો પ્રાપ્ત કર્યા છે, ઈષ્ટાનિષ્ટ પ્રસંગોમાં સમતા ધારણ કરી વિશ્વને પ્રસન્નતાથી ભરી દેનાર માધુર્યની અવિચ્છિન્ન વૃષ્ટિ કરી છે આવા સારસ્વતોને ખોળે બેસવા માટે માતાના સ્તનપાનથી પુષ્ટ થઈ જલદીથી શ્વેતપદ્મઆસનાની ઉપાસના માટે કટિબદ્ધ થા એવો ગુપ્ત સંદેશ પણ છે. ખરેખર! આ મંત્ર અનેકાર્થયુકત છે. બ્રહ્મ વિદ્યાનો મહિમા પણ અહીં વર્ણવ્યો છે.

આ ઉપરાંત વાત્સપ્રસૂકતના મંત્રો (યજુર્વેદ ૧૨/ ૧૮ થી ૨૮)નો પાઠ કરવો જોઈએ. તેનાથી બાળક શતાયુ બને છે. એ મંત્રોમાં અગ્નિના મહિમાના વર્ણન સાથે માનવજીવન કેવું હોવું જોઈએ તે ઉપમાઓથી સમજાવ્યું છે.

જયારે બાળકને સ્તનપાન કરાવવાનું હોય ત્યારે આ મંત્રો બોલવા જોઈએ. સંસ્કારનો અર્થ એવો પણ થઈ શકે કે, જયારે જયારે આ ક્રિયા કરવાની હોય ત્યારે ત્યારે આ મંત્ર બોલો. જેમકે, યજ્ઞોપવીત સંસ્કાર, અગ્નિ સંસ્કાર વગેરે. કોઈ માતા કહે કે, અમને સંસ્કૃત ન આવડે. પરંતુ આ સાચી વાત નથી. આજે અંગ્રેજી ભાષાના કેટલાય શબ્દો બસ સ્ટેન્ડ, રેલ્વે સ્ટેશન, આઈસક્રીમ, પ્રાઈમસ-આપણે બોલી શકતા હોઈએ તો વેદમંત્રો શા માટે નહિ? દરેકે વેદ ભણવો જ જોઈએ આ આગ્રહ છે, અનુલ્લંઘનીય આજ્ઞા છે.

ચૈતન્ય નિર્માણ કરવા માટે ચૈતન્યનો સ્પર્શ જરૂરી છે. માતા સ્તનપાન કરાવતી વખતે વાત્સલ્યની અમીવૃષ્ટિ કરે છે તેનો જોટો જડવો મુશ્કેલ છે. નારીની કૃતકૃત્યતા છે. એક દૈવી ક્રિયા છે. જેમ ભગવાન બધાને સંભાળે છે તેમ માતા એક બાળકના પોષણનું ઉત્તરદાયીત્વ સ્વીકારી ભગવાનની સ્પર્ધા કરતી હોય એવું લાગે! જનનીની જોડ ન જડે. પોતાની બધી જ અશાંતિને હડસેલી, ક્રોધને ગળી જઈ, વડિલોએ તલવાર જેવી જીભથી કરેલા કારમા ઘાને સહન કરતી, હૈયે દાવાનળ હોય છતાં અમૂલ્ય અમૃતથી અમૃતત્વના સંતાનના પોષણમાં જાતને મિટાવી દેતી માતાનું દર્શન એટલે માંગલ્ય અને પાવિત્ર્યનું સાકારત્વ'. ઘસાવાથી પાવિત્ર્ય આવે છે' આ વ્યાખ્યા માતા વગર કોણ સિદ્ધ કરી શકે?

સ્તનપાન કરાવતી માતાને કોઈ પણ પ્રકારે ત્રાસ આપવો એ અક્ષમ્ય પાપ છે, કારણ કે પોતાના દેહની પરવા કર્યા વિના દેવના દીધેલ સંતાનના સંગોપનમાં સર્વસ્વની આહુતિ આપનાર માતા એ સાક્ષાત્ દેવી છે. પરંતુ, આ દેવીનું ઘોર અપમાન, પ્રજોત્પતિનું સાધન ગણી થતો દુર્વ્યવહાર, ટુંકા ગાળાના અનેક વખતના માતૃત્વને લીધે દેહની દુર્બળતા, અકાળ વૈધવ્યથી સહેવાં પડતાં સામાજીક અપમાનો, જેને દેવ ગણી હૃદયાધિષ્ઠિત કર્યા તેવા સ્વામીનો પાશવી અત્યાચાર, રક્તશોષક પંપનું સ્થાન લઈ રહેલી સાસુઓ, સ્વજાતીય માતૃત્વથી સહેવી પડતી અનેક વિટંબણાઓ - આ બધું જાણી કહેવું પડે કે,

**અબલા જીવન હાય તુમ્હારી યહી કહાની.**
**આંચલ મેં હૈ દૂધ ઔર આંખ મેં પાની.**

પરંતુ, આ નકારાત્મક વર્ણનને બદલવાનો સમય પાકી ગયો છે. સામાજિક જાગૃતિ અને નારી મહિમા સમજાવવાની જરૂર છે. નારીના સમર્પણનું મૂલ્ય આંકવાનો સમય આવ્યો છે. અનેક સમાજોમાં નારીપ્રતિષ્ઠા વિષે સમાન દ્રષ્ટિ આવી છે. નારી પણ માતૃત્વનું માહાત્મ્ય સમજી છે. મર્યાદિત કુટુંબના વિચારોથી આર્થિક સમસ્યાઓ ઉકેલાઈ રહી છે. અનેક મંગળત્રિકોણ અને ચતુષ્કોણ જોયા પછી કહેવાનું મન થાય કે—

વહે વાત્સલ્યની સરિતા, નયન ભાવાશ્રુને ઝરતાં,
નિહાળી નંદનંદનને યશોદા સ્નેહ નીતરતાં
સમર્પણના સમુન્દરમાં સદાયે આવતી ભરતી.
વિધાતાના એ સર્જનની અહીં પૂર્ણાહુતિ દીસતી.

**બાટલીનું દૂધ :** શિશુના પોષણ માટે માતાના દૂધને સ્થાને બાટલીના દૂધનું મહત્વ વધતું જાય છે. ઘણી માતાઓને બાટલીથી દૂધ પાવામાં સભ્યતા દેખાય છે. प्रसूतान्तं च यौवनम् સુભાષિતને ખોટું પાડવાનો કાર્યક્રમ સફળ બનાવવા માટે પણ બાટલી જ ઉપાય છે. અંગપ્રદર્શનના અંધ અનુકરણનો ભોગ બનેલી માતાની વાત્સલ્ય વરસાવવાની શરમ બાટલીથી દૂર થાય છે. ઈશ્વરદત્ત અમૂલ્ય લ્હાવો માણવાનો સમય નથી, કારણ કે નોકરી કોણ કરે? રૂપિયા હોય તો બધું જ છે. આવાં અનેક કારણો હોઈ શકે.

મર્યાદિત વાચન અને શ્રવણને આધારે હું કહી શકું કે બાટલીનું દૂધ અપરંપાર હાનિકારક છે, કારણ કે

**આર્થિક કારણ**-ભારત જેવાં દેશમાં ડબ્બાનું મોંઘુ દૂધ ન પોસાય. પ્રભુએ જે સંપત્તિ આપી છે તે વાપરવી જ જોઈએ. અમુક વર્ગને કૃત્રિમ દૂધ ભલે પોસાય, પરંતુ તેના અનુકરણથી અનિષ્ટ પરિણામો આવે છે. સભ્યતાને નામે આજે બધા જ બાટલીના ભોગ બનતા જાય છે.

**આરોગ્યની સમસ્યા**-બાળકના સ્વાસ્થ્યનો વિચાર કરીને પ્રભુએ માતાના દૂધમાં બાલરોગપ્રતિકારકશકિત મૂકી છે. જે માતાઓ સ્તનપાન કરાવે તેનાં બાળકોને અમુક રોગ થતા નથી. વળી, માતના દૂધમાં જે પોષકદ્રવ્યો છે તેટલાં દ્રવ્યો ડબ્બાના પાવડરથી બનાવેલા દૂધમાં નથી જ. તેથી ડબ્બા ઉપર લખવામાં આવે છે "બાળક માટે માતાનું દૂધ ઉત્તમ છે." સ્તનપાન ન કરાવવાથી બાળરોગ વધ્યા છે. તેની પ્રતિક્રિયા રૂપે વિવિધ દવાઓ અપાય છે, જે આડઅસરથી મુક્ત નથી. ઘણીવાર ટીપાં [Drops] આપવામાં આવે છે. અને હળવાશથી કહેવાનું હોય તો બાબો મોટો થયા પછી પણ DROP લેવાનું ભૂલતો નથી! એક વર્ષના અભ્યાસ માટે બે-ત્રણ વર્ષ લગાડે!



**માનસશાસ્ત્રીય વિકૃતિ** - બાળગુનાઓ માટે વાત્સલ્યનો અભાવ મહત્વનું કારણ છે. જે બાળકોને માતાનો પ્રેમ નથી મળ્યો, સ્તનપાન નથી કરાવ્યું, ખોળામાં બેસાડીને મૂક વાતો નથી કરી તેવાં સંતાનોમાં વિકૃતિ જન્મે છે. જે બાળકોને ત્રણ કે પાંચ વર્ષ સુધી માતાનું સાંનિધ્ય સાંપડે છે તેઓ આદર્શ નાગરિક બને છે. મહાન માણસોના ઘડતરમાં બા કે દાદીમાનો મહત્વપૂર્ણ ફાળો હોય છે.

**સામાજિક સમસ્યા**-આજે વસતિ વધારાની સમસ્યા પણ સ્તનપાનથી હલ થાય. જે માતા સ્તનપાન કરાવે છે, તેનામાં માતૃત્વની તીવ્રતા, વાત્સલ્યનો અસ્ખલિત પ્રવાહ અને શિશુસંગોપનની વૃત્તિ દ્વિતીય ગર્ભધારણને રોકે છે. એવું કહેવામાં આવે છે કે જે માતા સ્તનપાન કરાવે છે, તે ગર્ભધારણ કરતી નથી. તેની પાછળ નિશ્ચિત બૌદ્ધિક આધારશીલા છે. તેને સતત લાગ્યા કરે છે કે, જો હું સગર્ભા થઈશ તો સંતાનને કોણ સંભાળશે? પરિણામે બે સંતાનો વચ્ચે ત્રણથી ચાર વર્ષનો ગાળો રહે છે. આજે જાહેરાત કરવામાં આવે છે "બીજું બાળક કયારે? પહેલું શાળાએ જાય ત્યારે." તેઓને એટલું જ સૂચન છે કે જો સ્તનપાનના મહિમાનો ઉદ્‌ઘોષ કરવામાં આવશે તો સમસ્યાનું સ્વતઃ નિરાકરણ થઈ જશે.

સ્તનપાન કરાવતી પત્નીને જોયા પછી, પતિ પણ સંયમિત બને છે. સંયમ એટલે જીવન વિકાસ. જયારથી સંયમ ભૂલાયો હશે ત્યારથી સમાજના શાણા પુરુષોએ નિયમ કર્યો હશે કે, સીમંત થયા પછી સ્ત્રીને પિતાને ઘેર મોકલી દો, અને તેનું સંતાન એક વર્ષનું થાય પછી તેને પતિને ઘેર મોકલો. આ વિકૃતિ છે. પરંતુ સંસ્કૃતિ એ છે કે સગર્ભાનો સમાગમ ન થાય. સ્તનપાન કરાવતી પત્નીનો પણ સમાગમ વર્જ્ય છે. ટૂંકમાં ત્રણ-ચાર વર્ષ સંયમિત જીવન અપેક્ષિત છે. આ આદર્શ એટલે ગૃહસ્થી છતાં સંન્યાસી. ભોગ અને ત્યાગનો સમન્વય એટલે ભારતીય સંસ્કૃતિ.

બાટલી શું કહે છે? આપણે શાસ્ત્રીય વિવરણ કર્યું. હવે હળવાશમાં કંઈક વિચારીએ. બાટલી શબ્દના બે વિભાગ થાય. 'બા' અને 'ટલી' = ટળી = દૂર થઈ. 'બા દૂર થઈ' આવો અર્થ થાય. બાનું કામ બાટલી કરે. નાના બાળકને સ્તનપાન કરાવવા માટે માની જરૂર પડે. બાની ગેરહાજરીમાં બાટલી તે કામ કરે. પ્રસૂતિની રજાઓ પૂરી થાય એટલે બાને નોકરીએ જવું પડે. હજાર રૂપિયામાંથી બસો રૂપિયા નોકરાણીને આપવા પોસાય. નોકરાણી (બાઈ) બાળકને રમાડે. રડે એટલે બાટલી મોઢામાં મૂકે. આઠસો રૂપિયાની બચત. સિનેમા પણ જોવાય. બાળકને બાઈ સંભાળે, દંપતી આનંદ કરે. કદાચ, રાત્રે પણ બાઈ સંભાળે તો ચાલે. પણ, તેટલી વાર છે. પોતાના ભોગ માટે વાત્સલ્યનું બલિદાન. વિકૃતિને વકરવા ખુલ્લું આકાશ!

બાટલીના દૂધ માટે ડબ્બાનો પાવડર વપરાય. ડબ્બા ઉપરના હૃષ્ટપુષ્ટ બાળકને જોઈ માતાઓ છેતરાય છે. પોતાનું બાળક પણ તેવું થાય તેવી મૃગતૃષ્ણાનાં કેટલાંય બાળકો શિકાર બને છે. પરંતુ ડબ્બાનું દૂધ પાતી માને ખબર નથી કે ડબ્બાનું દૂધ પીનાર ડબ્બો (!) જ થાય, કયારેય એંજીન ન થાય. આ ડબ્બો ગમે તેનો હાથો બને. તોફાન, ભાંગફોડ જ કરે. ચૈતન્ય (બા)નું દૂધ પીએ તો પ્રજ્ઞાવાન, વિચક્ષણ, સ્વતંત્ર વિચારનો થાય. પરંતુ બધાંને ડબ્બા જ જોઈએ પછી

**શું કરવાનું? મિયાં-બીબી રાજી તો કયા કરેગા કાજી?**

બાનો એક અર્થ થાય સંસ્કૃતિ. માતાના સંગે રમતાં-રમતાં બાળક જીવનના પાઠ શિખે છે. હાલરડાં ગાતાં ગાતાં માતાઓ રામાયણ, મહાભારત સંભળાવે છે. આવો સાંસ્કૃતિક વારસો બાળકને ન મળવાથી, બાળકને કોઈ આદર્શ દેખાતો નથી. વ્યસનોમાં ફસાય છે. કંઈ પણ નિયંત્રણ રહેતું નથી. સંપત્તિના નાદમાં દંપતી સંતાન તરફની જવાબદારી ભૂલે છે. બાટલી=દારુ બાળકનો સાથી બને છે.

સ્તનપાનથી મળતું આરોગ્ય ન મળવાથી બાળકમાં વિવિધ રોગ પગપસારો કરે છે. ડૉક્ટરની બાટલી બાળકની સાથી બને છે. યુવાન માટે કહેવું પડે કે, યુવાન એટલે ડૉક્ટરને નિયમિત થિગડાં મારવાં પડે એવું તકલાદી રમકડું!

આ બધું જોઈને અકળાઈ ગયેલા એક કવિ ગાય છે-

નાનો હતો ત્યારે પીવડાવ્યાં એને ડબલાં કેરાં દૂધ,

છઠ્ઠીથીએ ગાંઠીયા ખાતો, કયાંથી થાયે રાતો માતો.... શિવલાને નિંદરુ આવે.....

શિવાજીને બદલે શિવલા પાકે છે. નિરાશ થવાની જરૂર નથી. જનેતા જાગે, અદિતિની જેમ પયોવ્રત કરી, ધાવણમાં સમર્પણનાં દૂધ પાય, મહિષાસુરમર્દિનીનું ખમીર સ્તનમાં વહેવડાવે, જગતૃજનનીનું માંગલ્ય અને કારુણ્ય આંખથી વરસાવે, ખોળાના ખૂંદનારનું બદન ચંડિકાનાં પ્રચંડ અને પ્રેમાળ કરસ્પર્શ તથા તાડનથી વજ્રસમ બને પછી એ દિવસ દૂર નથી, કે જેના શંખનાદથી આકાશ કંપે ચાલવાથી ધરા ધ્રુજે, પ્રવચનથી માટીમાંથી મર્દો ઊભા થાય, ધ્યાનમાં પ્રભુનો સાક્ષાત્કાર થાય, નવા યુગનો પ્રારંભ થાય.

**પ્રસૂતિગૃહની રક્ષા**- જે સ્થળે પ્રસૂતિ થઈ હોય તે સ્થળને પવિત્ર તથા જંતુમુક્ત રાખવા સવારે અને સાંજે હોમ કરવો. આજે ઘણા ભણેલાઓ ભારતીય સંસ્કૃતિને 'જૂનવાણી' કહે છે, કારણકે તેઓ શાસ્ત્ર ભણતા નથી, જે કંઈ જુએ છે તેના આધારે નિર્ણય બાંધે છે. સૂતિકાગૃહની સ્વચ્છતા માટે ફિનાઈલ જેવી જંતુનાશક દવાઓ વાપરે છે. પરંતુ પાવિત્ર્ય માટે કોઈપણ પ્રક્રિયા થતી હોય એવું જોયું નથી. આપણે ત્યાં સ્વચ્છતા અને પવિત્રતા બને છે. આપણા સંસ્કારોનો સાંગોપાંગ અભ્યાસ કરવાથી ભારતીય સંસ્કૃતિ તરફનો સમગ્ર અભિગમ બદલવો પડે તેટલા પ્રગતિશીલ વિચારો અહીં સચવાયા છે.

નીચેના બે મંત્રો બોલી ભાત અને સરસવની આહુતિ આપવી. સરસવ જંતુનાશક તથા ભૂત-પ્રેતને ભગાડે છે.

**ॐ शंडामर्क उपवीरः शौंडिकेय उलूखल : ।**
**मलिम्लुचो द्रोणासश्च्यवनो नश्यतात् इतः स्वाहा ॥**

**ॐ आलिखन् अनिमिष : किंवदत उपश्रुति : । हर्यक्ष कुंमीशत्रु : पात्रपाणि : नृमणि :**
**हन्त्रीमुख : सर्षपारुणश्च्यवनो नश्यतात् इत : स्वाहा ॥**

આ પ્રસૂતિના સ્થાનમાં શિશુઘાતક જંતુઓ જેવાં કે-કૃમિ, ચાંચડ, માંકડ, જૂ બાળકને હાનિકરે તેવા રોગનાં જીવાણુઓ, કમળા જેવા રોગનાં જંતુઓ નષ્ટ થાઓ.

આ સ્થળે અભદ્ર વ્યકિતઓ જેવી કે, વિઘ્નકર્તા, ક્રૂરદષ્ટિવાળી, અસભ્ય ભાષા બોલનાર, ઈર્ષ્યાળુ, શારીરિક વિકૃતિથી પીડાતી, સ્વાર્થી, ભિખારી, દગલબાઝ, નરઘાતક, દુષ્ટ સ્વભાવની કયારેય ન આવો. અહીંથી દૂર ભાગી જાઓ.

બાલસંગોપન વિષે પૂર્વજો કેટલા જાગૃત છે તે આ ઉપરથી સમજાય. બાળકને કોઈ ભૂત-પ્રેત પીડા આપતું હોય તેવું લાગે, બાળક ખૂબ રડે તો તે માટે પણ મંત્ર લખ્યા છે. મંત્રશકિતની મશ્કરી કયારેય ન કરવી. સમજુ વ્યકિતઓએ ભવ્ય વારસાનું પુનરુજ્જીવન કરવું જોઈએ.

**બાલરક્ષા**- ફુલથી પણ કોમળ એવા બાળકની રક્ષા કરનાર ભગવાન જ છે. પરંતુ આપણે તેની બને તેટલી સંભાળ રાખવી જોઈએ. વાતાવરણના ફેરફારો સામે ઝઝૂમવા અસમર્થ દેહ રોગનો શિકાર બને છે. તેની પ્રતિક્રિયા રૂપે આયુર્વેદ છે જ. પરંતુ તેની સાથે સાથે સુવિચારો પણ માનસિક તાકાત નિર્માણ કરે છે, જે આપણા આરોગ્ય માટે તથા સામાના આરોગ્ય માટે રામબાણ ઈલાજ છે. બીમાર પાસે બેસીને રામરક્ષાનો પાઠ કરવાથી રોગ દૂર થાય છે. હનુમાન ચાલીસા માનસિક સ્વાસ્થ્ય બક્ષે છે.

રામરક્ષા બોલતી વખતે ચિંતનાત્મક પ્રક્રિયા આવશ્યક છે. 'શિરો મે રાઘવઃ પાતુ...... થી શ્લોકો બોલીએ ત્યારે એક એક અંગમાં રામને વિવિધ રૂપે બેસાડવા. દા.ત. આંખમાં કૌસલ્યાપુત્ર રૂપે, ગળામાં ભરત સહિત, હાથમાં સીતા પતિ રૂપે, પગમાં વિભિષણ સહિત અને પછી સમગ્ર દેહનો ભગવાન શ્રીરામે સ્પર્શ કર્યો છે- રક્ષા કરી છે એવું વિચારવું. આ પ્રમાણે રામરક્ષાનો જપ કરવાથી સર્વ પ્રકારનું આરોગ્ય જળવાય છે.

ભાગવત (૧૦/૬/૨૨-૯)માં પણ બાલરક્ષાનું વિધાન છે. આ ઉપરાંત મૃત્યુંજય મંત્ર, ત્ર્યંબક મંત્ર, નવગ્રહ સ્તોત્ર આદિ પણ જપ કરવા યોગ્ય છે. બને તો મા-બાપે બાળકને ખોળામાં સુવાડી અમુક મંત્રોનો નિયમિત પાઠ કરવો જોઈએ અને ભગવાનને વિનવણી કરવી, "હેપ્રભુ! આ તારા બાળકને તારાં કામ કરવા યોગ્ય બનાવ અને અમને એવું માર્ગદર્શન આપ જેનાથી અમે આ દૈવી સંસ્કૃતિના સંરક્ષણમાં નિમિત્ત બની શકીએ"

**નામકરણ સંસ્કાર**- દસ દિવસ પછી નામ પાડવું. દેવપૂજન અને અગ્નિમાં હોમ કરવો.

નામ પાડવા માટે સ્મૃતિકારોએ અનેક નિયમો આપ્યા છે. તેનું બૌદ્ધિક અર્થઘટન કઠિન છે. આજે રાશિ અને નક્ષત્રનું મહત્ત્વ ટકયું છે, જે પૂર્ણતઃ વૈજ્ઞાનિક છે. નામ ઉપરથી શિશુના જન્મ સમયની ચન્દ્રની સ્થિતિ ખબર પડે. તેનાથી વૈદ્યને બાળકના શારીરિક અને માનસિક બંધારણનો ખ્યાલ આવે, કારણ કે દરેક ગ્રહની અસરોનો વૈદ્યો અભ્યાસ કરે છે. ચન્દ્ર અને મનનો સંબંધ

સંશયાતીત છે. જો કે આજે આ સંબંધ પણ નામશેષ થયો છે.

એટલું જરૂર કહી શકાય કે બોલવામાં સરળ, સાર્થક તથા આદર્શપ્રધાન નામ રાખવું જોઈએ. દા.ત. વિક્રમ, પ્રકાશ, પાર્થ, શાર્દૂલ, પદ્મા, મેધા, વિમલા વગેરે. માત્ર જોડાક્ષરના આધારે નામ ન પાડવું. એક ભાઈએ દીકરીનું નામ શ્લેષ્મા રાખ્યું. ઘણા દિવસ પછી શબ્દકોષ જોતાં ખબર પડી કે શ્લેષ્મા એટલે, જેના નાકમાંથી સતત લીંટ નીકળે છે તેવી. કહેવાની જરૂર નથી કે તરત જ નામ બદલી નાખ્યું.

**નિષ્ક્રમણ સંસ્કાર**- ચોથે મહિને બાળકને ઘરની બહાર ફરવા લઈ જવું, મંદિરે દર્શન કરવા લઈ જવું. ખુલ્લી હવામાં સૂર્યના પ્રકાશમાં ફરવું. બાળક સૂર્ય જેવો તેજસ્વી, કર્મયોગી, અંધારું દૂર કરનાર, સમત્તા ધારણ કરનાર બને એવી સૂર્યને પ્રાર્થના કરવી.

આ વિધિનો અર્થ એ છે કે, બાળકને ત્રણ માસ સુધી ઘરમાં જ રાખવું. ઘરને સ્વચ્છ અને પવિત્ર રાખવા નિયમિત હોમ કરવો, તે આગળ લખ્યું છે. બહારનો અવાજ અને બીજા વ્યક્તિઓનો સંપર્ક બને તેટલો ઓછો થાય તેનો ખ્યાલ રાખવો. બાળકને શાંત સ્થળે રાખવાથી તેની નિરીક્ષણ શક્તિ ખીલે છે. રેડિયો, ટેપરેકોર્ડર વગેરેનો ધ્વનિ પણ ન થવા દેવો, જાતકર્મ સંસ્કાર સમયના મંત્રો સંભળાવવા જેથી બાળક પ્રજ્ઞાવાન બને. જો બાળક રડે તો માતાએ મધુર સ્વરે પ્રભુ સ્મરણ કરવું. તે સિવાય તેને એકલું જ રમવા દેવું. વાત્સલ્યનો અતિરેક બાળવિકાસમાં બાધક છે, આ કટુ સત્ય છે.

લોકસંપર્ક ટાળવાનો એક અર્થ એ પણ છે કે બાળક અત્યંત કોમળ હોય છે. વિશ્વના વાયુમાન સાથે અનુકૂલન સાધતાં થોડી વાર લાગે. તેથી જો તે કોઈ રોગીના સંપર્કમાં આવે તો તે રોગની અસર થાય.

બાળકના સંરક્ષણ માટે બાળકને અમુક જ લોકોના હાથમાં આપવું. ઘણા માણસો વાત્સલ્યના અતિરેકમાં બાળકના મુખનું ચુંબન કરે છે પરંતુ આરોગ્યદ્રષ્ટિએ આ યોગ્ય નથી. તેમાંય તમાકુ જેવા પદાર્થોનું સેવન કરનારાઓએ તો બાળકને ક્યારેય ચુંબન ન કરવું.

**અન્નપ્રાશન સંસ્કાર**- અન્ન ખવડાવવું. પ્રાશનનો અર્થ પીવડાવવું અર્થાત, ચાવવો ન પડે તેવો, સારી રીતે રંધાયેલો ભાત, ઘી અને છ રસ બાળકને પીવડાવવા. છ રસના પ્રતીક તરીકે નીચેના પદાર્થો લેવા.

આમલી-ખટાશ, સાકર-ગળપણ, મીઠું-ખારાશ, મરી-તીખાશ, લીમડો- કડવાશ અને હળદર-તૂરાશ. આમાંથી પાંચનો સામાન્ય અંશ અને સાકર વધારે લેવી. ભાત, ઘી અને છ રસનું સારી રીતે મિશ્રણ કરવું. જો બાળકનું સ્વાસ્થ્ય સારું ન હોય તો આ પદાર્થો સૂંઘાડવા.

સામાન્ય રીતે છઠ્ઠે મહિને આ સંસ્કાર કરવાનું કહ્યું છે. તેનું કારણ એ કે ત્યાં સુધીમાં બાળકની પાચનશક્તિ સતેજ બને અને ભાત જેવા પદાર્થો પચાવી શકે. જ્યાં સુધી બાળકને દાંત



ન આવે ત્યાં સુધી ચાવવો ન પડે તેવો જ ખોરાક આપવો. ઉચ્ચારશુદ્ધિ માટે પણ આ નિયમ જરૂરી છે. આ બધું વિચારીને ઋષિઓએ છઠ્ઠે મહિને ભાત જેવો સુપાચ્ય પદાર્થ પીવડાવવાનું કહ્યું છે. આપણે છયે રસોનું સેવન કરવું જોઈએ તે પણ અહીં જણાવ્યું છે. ઘણા માણસો કડવા કે તૂરા પદાર્થો ખાતા નથી, પરંતુ આરોગ્યની દષ્ટિએ આ યોગ્ય નથી. સ્વાસ્થ્ય માટે ષડ્રસનું ભોજન લેવું જોઈએ.

વિધિ- ગણેશપૂજન અને અગ્નિપૂજન કરવું. અગ્નિમાં હોમ કરવાના મંત્રો વાણીનો મહિમા વર્ણવે છે. એનો અર્થ એવો થાય કે, અન્નપ્રાશન પછી બાળક મધુર ઉચ્ચારણ કરતો થાય. સરસ્વતીનો ઉપાસક બની વેદનિધિનો સંરક્ષક બને.

**ॐ देवी वाचं अजनयन्त देवाः तां विश्वरूपाः पशवो वदन्ति ।**
**सा नो मन्द्रेषं ऊर्जं दुहाना धेनुः वाक् अस्मान् उपसुष्टुतैतु ॥**

**ऋग्वेद - ८/१००/११**

દેવોએ માનવને દૈવી વાણી બોલવાની શક્તિ આપી છે. માનવો વિવિધ પ્રકારે તેનો ઉપયોગ કરે છે. અન્ન અને બળ આપનાર કામધેનુની જેમ આ વાણીનો ઉચિત ઉપયોગ કરી પ્રભુને ગમતા થઈએ.

**ॐ वाजो नो अद्य प्रसुवाति दानं वाजो देवाँ ऋतुभिः कल्पयाति ।**
**वाजो हि मा सर्ववीरं जजान विश्वा आशा वाजपतिः जयेयम् ॥**

**(यजुर्वेद - १८/३३)**

જ્ઞાન વ્યક્તિને પવિત્ર કરે છે જ્ઞાન આપણને ભગવાન પાસે લઈ જાય છે. જ્ઞાન આપણને સમર્થ બનાવે છે. જ્ઞાની બધાને પોતાના- વશ- કરી લે છે.

આ મંત્રમાં 'વાજ'નો અર્થ અન્ન પણ થાય છે. અહીં વાણી અને અને અન્નનો મહિમા વર્ણવ્યો છે.

આ ઉપરાંત બાળકની બધી જ ઈન્દ્રિયો સમર્થ બને આયુષ્ય અને આરોગ્ય વધે તેવી પ્રાર્થના કરતા મંત્રો બોલીને હોમ કરવો.

પછી બાળકને અન્નપ્રાશન કરાવતી વખતે નીચેનો મંત્ર બોલવો.

**ॐ अन्नपते अन्नस्य नो देहि अनमीवस्य शुष्मिण : ।**
**प्र प्र दातारं तारिष ऊर्जं नो धेहि द्विपदे चतुष्पदे ॥**

**यजुर्वेद - ११/८३**

હે અન્નના પતિ! પરમેશ્વર, જેના આહારથી અમને રોગ ન થાય, અમારું બળ વધે અમારાં સંતાનો સમર્થ બને પશુઓ વિપુલ દૂધ આપનાર તથા ભારવાહક બને તેવું અન્ન અમને આપો.

**જીવિકા પરીક્ષા**- આ સંસ્કાર કર્યા પછી બાળકની જીવિકા પરીક્ષા માટે એક વિધિ છે. જો કે મૂલગ્રંથોમાં આ વિષે ઉલ્લેખ મળતા નથી. પરંતુ પાછળથી એક પરંપરા શરૂ થઈ. બાળકની સામે ચપ્પુ, પુસ્તક, પેન્સિલ, રૂપિયો, વસ્ત્ર વગેરે રાખવામાં આવે છે.

આમાંથી બાળક જે વસ્તુ ઉપાડે તેના આધારે તેની આજીવિકાનો અણસાર મળે છે. જો કે આ વિષે એક સમસ્યા ઊભી થાય કે, બાળક એક વસ્તુ પકડીને મોંમાં મૂકે અને બે હાથમાં બે વસ્તુ પકડે તો શું નક્કી કરવું? આ સંશોધનનો વિષય છે. સામાન્યરીતે બાળક રંગીન વસ્તુ ઉપાડે છે. બીજો વિચાર એવો પણ છે કે આપણે જન્મથી જ વર્ણ નક્કી કરીએ છીએ તેથી આવી પરીક્ષા મનોરંજન માત્ર છે.

**કર્ણવેધ સંસ્કાર**- બાળકના કાન વીંધવાની વિધિ. ભારતીય પરંપરા અનુસાર પુત્ર અને પુત્રી બંનેના કાન વીંધવા જોઈએ. આજે પણ કેટલાય પુરુષોના કાન વીંધેલા જોવા મળે છે. ઘણા પુરુષો કાનમાં આભૂષણ પણ પહેરે છે. પરંતુ આજે પાશ્ચાત્ય અસરને લીધે કે બીજા કોઈ કારણથી માત્ર પુત્રીના જ કાન વીંધવામાં આવે છે.

આ વિધિ પાછળ આરોગ્યદષ્ટિ છે. કાનની અમુક નસ વીંધવાથી રોગ પ્રતિકારક શક્તિ આવે છે આવું પૂર્વજોનું સંશોધન છે. જો કે આજે આનું સંશોધન જરૂરી છે. બીજો અર્થ એવો છે કે આ દેહ પ્રભુનું મંદિર છે તેને શણગારવું જોઈએ. આપણા બધા જ દેવો આભૂષણ પહેરે છે. તેથી આપણે પણ ગળામાં રુદ્રાક્ષ. તુલસી જેવી માળા પહેરીએ છીએ. તેમાં સૌંદર્ય સાથે સાથે આરોગ્ય અને પ્રભુસ્પર્શની ભાવના છે.

વિધિ- ગણેશ પૂજન કર્યા પછી બાળકના જમણા અને ડાબા કાનમાં નીચેના બે મંત્રો ક્રમશઃ બોલવા.

**ॐ भद्रं कर्णेभि : श्रृणुयाम देवा : भद्रं पश्येम अक्षिभि : यजत्रा : ।**
**स्थिरै : अंगै : तुष्टुवांस : तनूभि : व्यशेम देवहितं यत् आयु : ॥**
**यजुर्वेद २५/२१**

અમે કાનથી કલ્યાણકારક વિચારો સાંભળીએ, આંખોથી મંગલ દર્શન કરીએ સમર્થ દેહથી પ્રભુને ગમતાં કામ કરતા રહીને સંપૂર્ણ જીવન પવિત્ર બનાવીએ.

**ॐ वक्ष्यन्ती वेदा गनीगन्ति कर्ण प्रियं सखायं परिषस्वजाना ।**
**योषेव शिंक्ते वितताऽधि धन्वन् ज्या इयं समने पारयन्ती ॥**
**यजुर्वेद २९/४०**



વેદમંત્રો બ્રહ્મચારી સમીપ આવીને કાનમાં કંઈક ઉપદેશ કરે છે. જે રીતે ઉષઃ કાળે આપણે પ્રફુલ્લિત હોઈએ છીએ તે રીતે વેદવાણી બ્રહ્મચારીના અંતઃકરણને પ્રસન્ન કરે છે.

આ મંત્રો બોલીને વૈદકના નિયમાનુસાર અધિકારી વ્યક્તિ પાસે કાનમાં છિદ્ર કરાવવું.

**ચૌલ સંસ્કાર**- એક વર્ષ પછી અને ત્રણ વર્ષ પૂરાં થયા પહેલાં બાળકના પહેલીવાર વાળ કપાવવા- મુંડન કરાવવું. આનું બીજું નામ 'ચૂડાકરણ' છે, જેનો અર્થ શિખા રાખવી.

વિધિ- ગણેશપૂજન અને અગ્નિપૂજન કરી આ સંસ્કાર કરવો. મુંડન માટે સૂક્ષ્મ સૂચનો કર્યા છે. જેમ કે પ્રથમ જમણી બાજુના વાળ ભીના કરવા પછી કાંસકીથી તે વાળ છૂટા કરવા. પછી દર્ભની ત્રણ સળી સાથે ડાબા હાથે વાળ પકડીને મંત્ર ભણીને, વાળ કાપીને, ગાયના છાણમાં ખોસી દેવા. દરેક સંસ્કાર વખતે વિદ્વાન બ્રાહ્મણની હાજરી જરૂરી છે, કારણ કે વિધિનું સૂક્ષ્મતાથી વર્ણન કરવા માટે ખૂબ વિસ્તાર થાય, છતાંય કંઈક તો રહી જ જાય. આપણે સંસ્કારોનું જીવનસ્પર્શી અને વૈજ્ઞાનિક વર્ણન કરીએ છીએ. મહત્ત્વ જાણ્યા પછી સંસ્કારો માટે આદર નિર્માણ થાય. વિધિ અનુસાર સંસ્કાર કરવાથી સંતાનો દૈવી બને.

નીચેના મંત્રથી વાળ ભીના કરવા

**ॐ सवित्रा प्रसूता दैव्या आप उन्दन्तु ते तनूं दीर्घायुत्वाय वर्चसे ।**

હે બાળક! ભગવાન સૂર્ય દ્વારા ઉત્પન્ન થયેલું આ દૈવી જલ તને દીર્ઘાયુ અને સમર્થ બનાવે. હું તને તે જળથી ભીનો કરું છું. દર્ભના ટુકડાથી વાળ પકડીને નીચેનો મંત્ર બોલવો

**ॐ ओषधे त्रायस्व स्वधिते मैनं हिंसी : ।**

હે ક્ષુર (અસ્ત્રા)! તું આ બાળકને પીડા ન કર. હાથમાં ક્ષુર પકડીને, ક્ષુરની પ્રાર્થના કરવી.

**ॐ शिवो नामासि स्वधिति : ते पिता नमस्ते अस्तु मा मा हिंसी : ।**
**निवर्तयामि आयुषे अन्नाद्याय प्रजननाय रायस्पोषाय सुप्रजास्त्वाय सुवीर्याय ॥**
**(यजुर्वेद - ३/६३)**

હે ક્ષુર તું કલ્યાણકારી છે. તારું નામ મંગલ છે. ઉત્તમ લોઢામાંથી તારું નિર્માણ થયું છે. તું આ બાળકની હાનિ ન કર. આયુષ્ય, સમર્થદેહ, ધનપ્રાપ્તિ, વીર્યવૃદ્ધિ વગેરે હેતુથી આ બાળકનું મુંડન કરાવું છું.

આ મંત્રમાં અસ્ત્રાને સજીવ કલ્પીને કરેલી પ્રાર્થના સૂચવે છે કે, આપણાં સાધનોનું ગૌરવ કરવું જોઈએ. સાધનથી સિદ્ધિ મળે. ઘણા વૈજ્ઞાનિકો પ્રયોગ કરતાં પહેલાં પોતાનાં સાધનોને નમસ્કાર કરે છે.

વાળ કાપવાનો મંત્ર-

**ॐ येन अवपत् सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान् ।**
**तेन ब्रह्मणो वपते इदं अस्य गोमान् अश्ववान् अयम् अस्तु प्रजावान् ॥**

**अथर्व - ६/६८/३**

કુશળ હજામ અસ્ત્રાથી આ બાળકનું મુંડન કરો. આ બાળક સમૃદ્ધ અને સમર્થ બનો.

ઉપરોક્ત ક્રિયાઓ પિતાએ કરવાની છે. આ રીતે ચારે બાજુથી થોડા થોડા વાળ **કાપીને** પછી આખું માથું ભીનું કરીને તે બાળકને હજામ પાસે બેસાડવો. ॐ अक्षुण्वन् परिवप । હજામને પ્રાર્થના કરવી- બાળકને જરાયે હાનિ ન થાય તે રીતે અત્યંત સાવધાન થઈને મુંડન કરો.

મુંડન થયા પછી, સ્નાન કરાવી, દેવદર્શન કરાવી સંસ્કાર સમાપ્તિ કરવી.

બાળકને સંભળાવવા યોગ્ય વિષયો-

બાળકની ગ્રહણ શક્તિ અને ધારણા શક્તિ તીવ્ર હોય છે. તેની અમીટ છાપ રહે છે. તેથી બાળકને શું સંભળાવવું જોઈએ તે વિષે મા-બાપ તથા પરિવારના સભ્યોએ સભાન રહેવું જોઈએ. બાળકને સંભળાવવા યોગ્ય વિષયોની એક સૂચિ-

(૧) પ્રાર્થના- પ્રીતિનાં ભક્તિ પ્રધાન સ્તોત્ર, રામરક્ષાસ્તોત્ર
(૨) જાતકર્મ સંસ્કાર વખતના મંત્રો
(૩) બાલ રક્ષાસૂક્ત (ભાગવત ૧૦/૬/ ૨૦-૨૯)
(૪) પરીક્ષિતને આશીર્વાદ- આશીર્વાદાષ્ટક (ભાગવત- ૧/૧૨/૧૯- ૨૬)
(૫) શિવાજીનું હાલરડું (મેઘાણી) જેવાં કાવ્યો, દેવના દીધેલ (ભાવગંગા)
(૬) 'વીર બાળકો' જેવી વાર્તાઓ (સસ્તું સાહિત્ય-અમદાવાદ) નાં બાળકો માટેનાં પુસ્તકો

ઉપરોક્ત વિષયોને આવરી લેતી પુસ્તિકા તૈયાર કરવાનો વિચાર છે. જે એક 'બર્થ-ડે-ગિફ્ટ'ના ઉત્તમ નમૂનારૂપે પૂરવાર થશે. પ્રકાશનની પ્રવૃત્તિમાં એક હાથે તાળી વાગતી નથી. વાચકોના પ્રતિભાવને આધારે જ આગળ વધી શકાય.

**દીર્ઘાયુ પ્રાર્થના-**

ॐ त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् !
यत् देवेषु त्र्यायुषं तन्नोऽ अस्तु त्र्यायुषम् !!

# બર્થ ડે પાર્ટી

નાવીન્યપ્રિયતા માનવગુણ છે. વિકાસની પ્રક્રિયાનું આવશ્યક તત્ત્વ છે. દરેક વ્યક્તિ હંમેશાં કંઈક ને કંઈક નવું કરવાનું વિચારે છે, ચિંતન કરે છે, મનન કરે છે, તેથી જ તે મનુષ્ય છે - **मननात् मनुष्यः** । જો તે દિશામાં આગળ વધી ન શકે તો બીજો સરળમાર્ગ અપનાવે છે - **અનુકરણ.** અહીં એ યાદ રાખવું ઘટે કે જ્યાં જ્યાં રચનાત્મકતા છુપાયેલી છે, તે વ્યક્તિ અનુકરણથી સંતુષ્ટ ન રહેતાં, ત્યાં પ્રતિભાનો સ્પર્શ આપી કિંચિત્ નાવીન્ય નિર્મે છે, અને આ જ છે **સંસ્કૃતિની વિકાસગાથા.**

નાવીન્યના અનેક પ્રકારો હોઈ શકે. પરંતુ, તત્ત્વતઃ બે ભાગ કરી શકીએ - **કાલ્પનિકતા** અને **સંશોધન.** કાલ્પનિકતાનું બૌદ્ધિક અર્થઘટન શક્ય ન પણ હોય, પરંતુ સંશોધન એક દીર્ઘકાલીન પ્રક્રિયા છે, જેમાં સતત ચિંતન મનન થતું રહે છે, પ્રયોગો થતા રહે છે અને નાવીન્ય ઉદ્ભવતું રહે છે. વૈજ્ઞાનિક પ્રગતિ આનું ઉત્તમ દૃષ્ટાંત છે. તેનાથી વિપરીત ફેશન કાલ્પનિકતાનું દૃષ્ટાંત બની શકે. ઇ.સ. ૧૯૫૭માં પુરુષ અને સ્ત્રીના કર્ણવેધ વિષે કેટલા જાગૃત હતા ! કર્ણવેધનું વૈવિધ્ય કે વૈચિત્ર્ય ક્યાં અને ક્યારે અટકશે ! બોડી પેઈન્ટીંગની મર્યાદાઓ કોણ બાંધશે ! પરંતુ, આ બધું સર્જનની પ્રક્રિયાને બાધક નથી, કારણ કે માનવમાં પ્રભુએ સ્થાપેલી નાવીન્યપ્રિયતાને શા માટે માન્ય ન કરવી ? એક શાયરના શબ્દોમાં - **નવીનતાને ન ઠુકરાવો, નવીનતા પ્રાણપોષક છે.**
**જુઓ, કુદરત તરફથી શ્વાસ પણ જૂના નથી મળતા !**

આરંભે આ ભૂમિકા સમજવી જરૂરી છે, કારણ કે આ લખાણમાં જોઈ શકાશે, કાલ્પનિકતા અને સંશોધનનો સમન્વય. અહીં એ પણ સ્મરણીય છે કે આ લખાણને અંતિમ માનવાની જરૂર નથી. પ્રાચીન સંદર્ભો અવશ્ય છે, પરંતુ આગ્રહ છે સર્જનાત્મકતાનો, નાવીન્યનો ! **બર્થ ડે ગિફટ**-અંગ્રેજી શીર્ષક ધરાવતી પુસ્તિકા ગુજરાતીમાં ? પ્રશ્ન સહજ છે. વાંચ્યા પછી એવું પણ થાય કે આ બધું શું છે ? અને આવી ભાવના થાય તો આ લખાણનો અર્થ સર્યો. પ્રયત્ન સફળ થયો. આજે

જરૂર છે - **બૌદ્ધિક પરિવર્તન દ્વારા અંધ અનુકરણને તિલાંજલિ આપવાની ! જરૂર છે ફેશનના નામે ચાલતા બૌદ્ધિક દેવાળાને દફનાવવાની ? જરૂર છે તેજસ્વી ભાવિ પેઢીની ! જરૂર છે સર્જનાત્મક પ્રક્રિયાની ! જરૂર છે જાગૃતિની !**

'બર્થ ડે ગિફ્ટ' આજની જરૂરીયાત છે. દરેકને એવું લાગે છે કે મારે ઘેર કોઈક આવે, મારા ઘરમાં હું કંઈક લાવ્યો છું તે બધાને બતાવું, અનુમોદનના ઉદ્ગાર કાને પડે, મારું મૂલ્યાંકન થાય, વગેરે... વગેરે... મિત્રોને બોલાવવા માટે કારણો શોધવા માંડે. સત્યનારાયણની કથા નિમિત્તે, કોઈક વ્રતના ઉદ્યાપન નિમિત્તે, સંતાનની પ્રગતિના નિમિત્તે, અને આવું કોઈપણ પ્રયોજન હાથવગું ન હોય તો સરળ માર્ગ છે સંતાનનો બર્થ ડે.

વિચાર ઉત્તમ છે. મિત્રોને નિમંત્રવા, ઉત્સવ કરવો. ચીલા-ચાલુ જીવન પ્રવાહમાંથી થોડીવાર માટે પોતે બહાર નીકળે અને અન્યને પણ આ પ્રવાહમાં સમરસ બનાવે, સુખ-દુઃખમાં સહભાગી થવાની અનુકરણીય પ્રક્રિયા ! જવાબદારીના બોજાથી નમી પડેલાં યુગલોની વ્યથા પ્રગટ થાય અને વૃદ્ધત્વ તરફ ધસી રહેલા જીવન પ્રવાહ ઉપર થોડીવાર માટે બ્રેક લાગે. આવા પ્રસંગોએ કામમાંથી રજા લઈને દુકાનદારના શોકેસમાંથી કબાટમાં પૂરાયેલાં આભૂષણો અને દેહ-આવરણને પ્રાણવાયુનો સ્પર્શ થવાનો મોકો મળે, બધા મળીને કવિકુલગુરુ કાલિદાસની પંક્તિ સાર્થક કરે -उत्सवप्रियाः खलु मनुष्याः ।

એકવાર મિત્રના આગ્રહથી બર્થડે પાર્ટીમાં જવાનું થયું. મારે માટે આ પ્રથમ અનુભવ હતો. આકર્ષક સજાવટ, હેપી બર્થ ડેનાં પોસ્ટરો, હવામાં લહેરાતા ફુગ્ગા, રંગબેરંગી કલાકૃતિઓ, એક એકથી ચડિયાતાં વસ્ત્રોમાં સજ્જ ભૂલકાં, રમકડાંનો રણકાર, પરફ્યુમનો પમરાટ, વેસ્ટર્ન મ્યુઝિક, બગીચાને ભૂલાવે એવી ગુલદસ્તાની ગોઠવણી, ગીફ્ટ કોર્નરમાં ધરબાયેલું આદાન-પ્રદાનનું વ્યાવહારિક પાસું, હેપી-બર્થડેના ગ્રીટીંગ કાર્ડસ અને સર્વત્ર હર્ષની હેલી ! ઉછળતો આનંદનો ઉદધિ ! સૌંદર્યનુ સામ્રાજ્ય ! આયુષ્યવૃદ્ધિનો સરલ ઉપચાર !



થોડીવારમાં સમારંભનું કેન્દ્ર, ઉત્સવમૂર્તિ - ત્રણ વર્ષનું બાળક, બાલકૃષ્ણની યાદ અપાવે તેવી નિષ્પાપ મુખમુદ્રા, માતા અને પિતાની તપશ્ચર્યાલતાનું પાંગરેલું કુસુમ, ભવ્ય ભારતના ઘડવૈયાનો સંકેત આપતું વિશાલ ભાલ, નયનોમાં વિદ્યુત ચમકાર, ઘણું-બધું ! બાલકને મનોમન વંદી રહ્યો. વેસ્ટર્ન મ્યુઝિકનો ધ્વનિ યુવાન થયો. કૂદકા-ભૂસકા કાને અથડાવા લાગ્યા. ચીચીયારી-કીકીયારી અને હેપી-બર્થ-ડેના ધ્વનિ વચ્ચે મીણબત્તી પ્રાણવાયુ લે તેટલામાં જ અંગારવાયુના જીવલેણ વાયુપ્રપાત કરવાના માતાપિતાના આદેશને બાળકે માથે ચડાવ્યો અને.... અને... તાળીઓનો ગગડાટ,કાન ફાડી નાખે તેવું મ્યુઝિક, હેપી બર્થડેનો ઘોંઘાટ, ફુગ્ગા ફૂટવાના અવાજો અને આકર્ષક સજાવટનું કેન્દ્ર બનેલી કે વેસ્ટમાંથી બેસ્ટ બનેલી કેટલીય નયનરમ્ય આકૃતિઓ ક્ષણવારમાં વિકૃતિમાં ફેરવાઈ ગઈ, આનંદનો ઉત્સવ થયો, દરેકે પોતપોતાની સ્ટાઇલમાં ભાવનાઓ વ્યક્ત કરી, આનંદ...આનંદ...આનંદ.

કાર્યક્રમનો ઉત્તરાર્ધ શરૂ થયો. કેક કાપવાની પ્રક્રિયા શરૂ થઈ. બાળક પાસે ટુકડો કરાવ્યો. ખવડાવ્યો, ખાધો, ખવડાવ્યો ખાધો, જેવો ક્રમ ચાલ્યો, શુભેચ્છાઓનો વર્ષાવ થવા લાગ્યો, ચારે બાજુ એક જ સૂર, એક જ હેલી, હેપી બર્થ ડે ટુ યુ અને સાથે બાળકનું નામ જોડાયું. બાળક પ્રતિ વિવિધ પ્રકારે વાત્સલ્ય દર્શાવવાની હૃદયંગમ રીતિઓ જોઈ હૃદય ગદ્ગદ થયું. થોડીવાર માટે લાગ્યું, અહા ! કેટલી સુંદર પદ્ધતિ છે ! કેટલું બધું ભાવવિભોર કરે તેવું વાતાવરણ છે ! અને તેમાંય ખાસ કરીને, નવપરિણીત યુગલોના વદનવિકાર, વદનવિકાસ કે સંતાનના અભાવની વ્યથા અનુભવનારાઓના ચહેરાની રેખાઓ આવું ઘણું બધું માણવાનો મોકો મળ્યો. દાદા-દાદીઓની તો વાત જ ન્યારી હતી. આવું ઘણુંબધું માણવાનો મોકો આપવા માટે મેં મિત્રનો આભાર માન્યો.

**ટૂંકમાં, આ ઉત્સવમાં આયોજનનું સ્વાતંત્ર્ય હોવાથી બધાને માટે સરળ માર્ગ છે. શહેરોમાં તો જેમને માટે 'ઓળખાણ સોનાની ખાણ છે' તેવાઓ તો પરિચિતોના સંદર્ભે આખા વર્ષનો કાર્યક્રમ**

આગળથી જ ડાયરીમાં કંડારતા હોય છે. અને ક્રમશઃ રાષ્ટ્રીય ઉત્સવોની જેમ આવા પ્રસંગો પણ જીવનનો એક ભાગ બની જાય છે. પારિવારિક મિલનની આથી સુંદર પ્રક્રિયા કઈ હોઈ શકે !

વાચકને સૂચના કે ઉપરનું વર્ણન એ કોઈ શાસ્ત્રીય વિવરણ નથી. તેથી બર્થ ડે ઉજવવાની પાશ્ચાત્ય પદ્ધતિ તો નિષ્ણાત પાસેથી જ જાણવી જોઈએ. પુસ્તિકાનું કેન્દ્ર તે પદ્ધતિ ન હોવાથી તે માટે ઊંડાણ ટાળ્યું છે.

ઘર તરફ વળતાં મન વિચારે ચડ્યું. અને ભૂતકાળનું સ્મરણ થયું. વર્ષો પહેલાં તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠમાં સી.એમ. પટેલ અને અન્ય છાત્રો જેઓએ એક વર્ષ સાંસ્કૃતિક અભ્યાસ કર્યો, તેમણે વિચાર્યું કે, હવે અમે અમારી પ્રવૃત્તિમાં મગ્ન થઈશું, પરંતુ કંઈક સંભારણું તો રહે, કે જેનાથી, જે જોવાથી વિદ્યાપીઠની પ્રતિદિન સ્મૃતિ રહે, વૈફલ્ય કે નૈરાશ્ય સ્થિતિમાં પાછો જુસ્સો ઊભો થાય અને એવું કંઈક ન કરીએ કે જેનાથી કોન્વોકેશન પણ લાગે. ચિંતન ચાલ્યું, સ્ફુરણાઓનો પ્રવાહ અવિરત વહ્યો અને પરિણામે કાર્યક્રમની રૂપરેખા બની જેમાં અંતર્ભૂત હતા -

૧. ઈતિહાસમાં નોંધાયેલા દીક્ષાન્ત સમારંભોનાં અવતરણો.
૨. આદર્શ ગુરુ-શિષ્યનાં પ્રતિચિત્રો અને આદેશો.
૩. વૃક્ષોની ડાળીએ-ડાળીએ ઝૂલતાં વેદવચનો.
૪. ચારે કોરથી ઝીલાતાં આર્ષસ્પંદનો.
૫. ઉત્તરદાયીત્વ અને વારસો દર્શાવતાં પ્રતીકો.
૬. **સમાવર્તન સંસ્કાર**

વર્ષો વહી ગયાં તે ઘટનાને શબ્દદેહ આપવો કઠિન છે, પરંતુ આ બધું નિહાળીને ભાવવિભોર થયેલ મહામાનવ કહો કે યુગપુરુષ કે યોગેશ્વર-જે કહો તે - તેમની દુર્લભ કહો કે અલભ્ય, અરે ! ભાગ્યે જ દર્શન થઇ શકે તેવી ચીજ આ તપસ્વીઓને સ્વકરકમલોથી પ્રદાન કરી અને તે હતી **સ્વાક્ષર પ્રતિષ્ઠિત સ્વપ્રવચન સુગ્રથિત સદ્‌ગ્રંથ** ! આ બધુ સી એમ જ સમજાવી શકે ! કારણે વિદ્વાનેવ વિજાનાતિ વિદ્વજ્જન પરિશ્રમમ્ ।



આ બધું ચિંતન ચાલતું હતું, તેવામાં જ વિચારની વણઝાર શરૂ થઈ અને 'બર્થ ડે ગિફ્ટ' પુસ્તિકાનો વિચાર જન્મ્યો. અનેક વાર તૂટક-તૂટક ચિંતન થતું રહ્યું. મારાં પુસ્તકોના સૂચિપત્રમાં આ નામ હોવાથી ઘણાઓ તરફથી માંગ થતી રહી અને તેના ઉત્તરરૂપે તૂટક-તૂટક લખીને વાત ટાળવામાં વર્ષો વહી ગયાં. પરંતુ છેલ્લા નવમહિનાથી **શ્રી જિતુભાઈ વ્યાસે** સુષુપ્ત વિચારને સતત ઢંઢોળવાનું દૈવી કાર્ય કર્યું, વાત ટાળનારને વારંવાર યાદ દેવડાવી, અને આજે આપના હાથમાં છે મૂર્તરૂપ. કૃતિના ભાગીદારો વિષે કહ્યું છે - **કર્તા, કારયિતા** અને **અનુમોદિતા.** અહીં તો ત્રણે કામ તેમનાં જ છે એવું કહી શકું, કારણ કે કેવું લખાણ તેનો વિચાર પણ તેમનો જ. તેથી આ લખાણને મારા કોપી રાઈટ નથી. જોકે, આજ લગી મેં કોઈપણ લખાણ માટે કોપીરાઈટ વિચાર્યો જ નથી, કારણ કે **સુવિચારના પ્રચાર કે પ્રસારને ધનલોભથી રોકી રાખનાર સરસ્વતીપૂજક નથી, પરંતુ વેપારી છે.** તેથી આ પુસ્તિકાનો છૂટથી ઉપયોગ થાય તો આ પ્રયત્ન સાર્થક થયો કહેવાય.

**આદાન-પ્રદાન સંસ્કૃતિની વિશેષતા છે.** પ્રદાનનું સમર્થન કરવા માટે માત્ર ઐતિહાસિક પ્રમાણો દુર્લભ હોય, તથાપિ વૈચારિક સામ્યને પ્રદાન રૂપે જોઈ શકાય. સોક્રેટિસ અને પ્લેટોના ચિંતનમાં ઉપનિષદોનાં વિધાનો, **વિશ્વમાં સાતવારનું પ્રચલન,** ઉત્ખનનથી પ્રાપ્ત થતો ભારતીય સંસ્કૃતિનો વ્યાપ, **અગસ્ત્યનું સમુદ્રપાન, પંચતંત્રનો પ્રવાસ, ધર્મચક્રપ્રવર્તન**-આવા બધા સંદર્ભો પ્રદાન વિચારવા પ્રેરે છે. તે જ રીતે આદાનનો વિચાર પણ ફેંકી દેવા જેવો નથી. બુરખો અને લાજકાઢવી જાણીએ છીએ. સ્ત્રીનાં બધાં જ આભૂષણોની સૂક્ષ્મ સૂચિમાં ચિંતનાત્મકનામો, જેમકે વીંટી માટે ઊર્મિકા, ગળાના હાર માટે નક્ષત્રમાલા, ઝાંઝર માટે હંસક જેવા શબ્દો વાંચ્યા પછી **નાસાભરણ** કે **નાસામૌક્તિક** વાંચ્યા પછી એવું લાગે છે કે જાણે કે કોઈ અંગ્રેજ પિંડ માટે રાઈસ બોલ કે હનુમાન માટે મંકીગોડ કહે છે. અન્ય ભાષા કે સંસ્કૃતિના શબ્દોનો અર્થ દર્શાવતા શબ્દો પોતીકી ભાષામાં સુલભ ન હોય ત્યારે તે શબ્દને તે જ રૂપે - જેમકે ટેલિફોન, ટેબલ,

ટીપોઈ - ભાષામાં લેવાય છે. પિંડ માટે રાઈસબોલ શબ્દ એ ભાષાંતરની પ્રક્રિયા છે, કારણ કે અંગ્રેજીમાં તેવો શબ્દ નથી. તેના ઉપરથી નાકના ઘરેણા માટે વાળી, ચૂંક, નથની પદો સ્વપદો નથી. આપણો પહેરવેષ આદાન માટે ગળે ઉતરે એવો વિષય છે. આ સ્થિતિમાં સુપ્રચલિત બનેલ શબ્દ **બર્થ ડે પાર્ટી**ને ભારતીયતાનો સ્પર્શ આપવાના વિચારથી આ પુસ્તિકાનું નિર્માણ થયું.

**મૌલિકતા** - ભારતીય પરંપરામાં જાતકર્મ સંસ્કાર અને તે વિષે વિસ્તૃત વિધાનો છે જ. અનેક ગ્રંથોમાં જન્મોત્સવનાં રસમય વર્ણનો છે. પુરાણોના અધ્યયન વિના ભારતીય સંસ્કૃતિના તત્ત્વને ક્યારેય પામી ન શકાય એ વષે શંકા કરવાની જરૂર નથી. ભગવાન શ્રીકૃષ્ણનો જન્મોત્સવ કે નંદોત્સવ આજે પણ ભાગવત સપ્તાહનું આકર્ષક અંગ છે. નોંધપાત્ર વિગત એ છે કે **સંતાનના જન્મ પછી પ્રત્યેક મહિનાની જન્મતિથિએ ઉત્સવ કરવો અને વર્ષાંતે પ્રતિવર્ષ ઉત્સવ કરવો જે માટે** વર્ધાપન શબ્દ છે. આમ, બર્થડે પાર્ટી એ ભારતીય પરંપરામાં છે જ. માત્ર લુપ્ત થયેલાં વિધાનોને ઉત્સવનું રૂપ કઈ રીતે આપી શકાય તે સંદર્ભે આ વિવરણ છે. અહીં વિસ્તારને અવકાશ છે.

**તમસો મા જ્યોતિર્ગમય**-અંધકારમાંથી પ્રકાશ પ્રતિ ગમન-એ ઋષિઓની પ્રાર્થના છે, જીવનનો આદર્શ છે. આપણે પ્રતિક્ષણ જે કંઈ કરીએ છીએ, જાણીએ છીએ, શીખીએ છીએ, ઇન્દ્રિયોના માધ્યમથી ગ્રહણ કરીએ છીએ આ બધી જ આપણી ગતિ પ્રકાશ તરફ છે કે નહિ, ઊર્ધ્વગમન છે કે નહિ તે માનવને હંમેશાં યાદ અપાવે છે પ્રસ્તુત પંક્તિ. તેથી **ક્ષણને ગુમાવનાર ક્ષણિક થઈને ક્ષણભરમાં વિસ્મૃતિના** ગર્તમાં **ધકેલાઈ જાય છે.**

**ઊર્ધ્વગમનની અવિરત સાધનારૂપે આર્યોએ અગ્નિપૂજા દઢમૂલ** કરી. અનુવૈદિકકાલમાં કોઈપણ **ક્રિયાના** આરંભે અગ્નિના પર્યાય રૂપે દીપકને **સ્થાપવામાં આવ્યો. પૂજાના** એક ઉપચાર રૂપે દીપકને **સ્વીકાર્યો અને અગ્નિનો આદર્શ રજૂ કરતાં સુભાષિતોનો પ્રવાહ વહ્યો.** વેદોમાં **અગ્નિપૂજા વિષે વિશાલકાય ગ્રંથો લખાય તેટલું વિપુલ ચિંતન** છે તે **પણ યાદ કરી લઈએ. આપણે** જન્મોત્સવ **નિમિત્તે** દીપ



પ્રગટાવીએ છીએ તે વિષે થોડા સુભાષિતો અને શ્લોકો સમજીએ -

(૧) कदर्थितस्यापि हि धैर्यवृत्तेः

न शक्यते धैर्यगुणः प्रमार्ष्टुम् ।

अधोमुखस्यापि कृतस्य वह्नेः

नाधः शिखा याति कदाचिदेव ॥ (નીતિશતક)

વિપરીત અવસ્થામાં પણ ધૈર્યશાળી માનવનું ધૈર્ય ક્યારેય મિટાવી શકાતુ નથી. અગ્નિને ઊંધો પકડવામાં આવે તો પણ તેની જ્વાલા ઉપર તરફ જ જાય છે.

(૨) यथैधांसि समिद्धोऽग्निः भस्मसात् कुरुतेऽर्जुन ।

ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा ॥ (ગીતા ૪/૩૭)

જે રીતે પ્રજવલિત અગ્નિ લાકડાંને ભસ્મ કરે છે, તે રીતે જ્ઞાનાગ્નિ (જીવનની સમજણ) કર્મને ભસ્મ કરે છે,' (અને કર્મબંધનકારક થતાં નથી).

(૩) तेजस्वी तपसा दीप्तो दुर्धर्षोदरभाजनः ।

सर्वभक्षोऽपि युक्तात्मा नादत्ते मलमग्निवत् ॥

(ભાગવત ૧૧/૭/૪૫)

અગ્નિ તેજસ્વી, પ્રદીપ્ત, કોઈથી પણ દબાવવો અશક્ય, બધું પેટમાં સમાવવાવાળો અને સર્વભક્ષી હોવા છતાં કોઈનાયે દોષથી લેપાતો નથી (તેવા યોગીએ બનવું જોઈએ).

આવા ભવ્ય આદર્શો દર્શાવતા દીપકને વંદન કરવાની દઢ પરંપરા ભારતીય સંસ્કૃતિનું અવિસ્મરણીય અંગ છે. પ્રતિદિન સંધ્યાટાણે દીપ પ્રજવાલન વખતે ગવાય છે -

दीपज्योतिः परब्रह्म दीपज्योतिः जनार्दनः ।

दीपो हरतु मे पापं दीपज्योतिः नमोऽस्तु ते ॥

शुभं करोतु कल्याणं आरोग्यं धनसंपदः ।

शत्रुबुद्धिविनाशाय दीपज्योतिः नमोऽस्तु ते ॥

આવા શ્લોકો લયબદ્ધ ગાતાં-ગાતાં દીપ પ્રગટાવીએ તો કેવું સારું ! ભારતીય પરંપરા ક્યારેય દીપ બુઝાવવામાં માનતી નથી. એટલું જ નહિ, દીવો બુઝાઈ જાય તો તે માટે વિશેષ શબ્દ છે. જ્યારે

તેનાથી વિપરીત, અંધકારને અસુરો ચાહે છે, નિશાચરો તમસ્‌માં ક્રિયાન્વિત બને છે, આળસુ અને તમોગુણી પ્રકાશને વખોડે છે, દીવાને બુઝાવે છે. તેથી આપણે પણ **સમજીને દીપક બુઝાવવાનું ટાળીએ અને કુમળા મનને વિકૃતિથી બચાવીએ.**

એકવાર અમેરિકાથી સ્વદેશ આવેલાં માજીએ ફરિયાદ કરી કે, જ્યારે જ્યારે હું દીવો પ્રગટાવું કે તરત જ કોઈકને કોઈ નાનું બાળક આવીને ફૂંક મારી જાય. માજીને આ તોફાન લાગ્યું. મનમાં એવું પણ થયું કે મારું અહીં રહેવાનું ઘરનાને ગમતું નથી એટલે મારી પૂજામાં વિક્ષેપ કરે છે / કરાવે છે, બાળકોને ચડાવે છે.. વગેરે.. વગેરે. આવી ગ્રંથિ બંધાઈ ગઈ. ચાર-પાંચ મહિનામાં કંઈક બહાનું શોધી કાઢ્યું અને સ્વદેશ પાછાં આવ્યાં. આખી કથા સાંભળીને માજીને સમજાવ્યું કે તમે જે દેશમાં હતાં ત્યાં છોકરાઓને એક વાત વારંવાર જોવા મળે છે કે દીવો પ્રગટતો હોય તો ફૂંક મારીને ઓલવી નાખો અને તાળીઓ પાડો. આનંદ માણો.. તમને જરા યે પરેશાન કરવાનો અહીં કોઈનો ય વિચાર નથી. એટલું જ નહિ, **તમે દીવો પ્રગટાવો એટલે જન્મોત્સવ જેટલો આનંદ થાય,. પરંતુ દુઃખ એટલું જ કે તેઓ તરત જ બુઝાવી નાખવાના પાઠ પ્રતિદિન ભણે છે.** પછી મેં તેમને બર્થડે પાર્ટી યાદ કરાવી. તેમને પ્રસંગ યાદ આવ્યો અને પોતાના કુવિચાર માટે થોડો પસ્તાવો પણ થયો અને भिद्यते हृदयग्रंथिः પણ. આપણે ઘણીવાર જે ગ્રંથિઓ બાંધીએ છીએ અને પછી પીડાઈએ છીએ તેના મૂળમાં ઘણીવાર સભ્યતા કે આચાર છુપાયેલો હોય છે. તે વિષે કોઈ પ્રકાશ પાડે તો તરત જ ગ્રંથિમોક્ષ થાય. એંશી વર્ષનાં માજી **શેકહેન્ડ** કેમ સમજી શકે ! એ પણ યાદ રાખીએ કે **સભ્યતા કે આચારોનું વૈવિધ્ય જાણવા સમજવા આખી જિંદગી ઓછી પડે.** એવું પણ લાગે છે કે દીવો બુઝાવવા પાછળ કંઈક સંકેતો હશે, ચિંતન હશે, પરંતુ આપણે ભારતીયતાનો સ્પર્શ કેન્દ્ર હોવાથી તે મર્યાદામાં જ વિચારવું રહ્યું.

એવું પણ વિચારી શકાય કે, બાળક જેટલા વર્ષનો થાય તેટલા દીપક પ્રગટાવતાં મધુરકંઠે શ્લોકો કે કાવ્યપંક્તિઓ ગવાય અને વાતાવરણ પ્રસન્નતાથી મહેકી ઉઠે.



**વંદન મહિમા**- ભગવાન મનુ કહે છે -

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारि तस्य वर्धन्ते, आयुर्विद्या यशो बलम् ॥ (૨/૧૨૧)

જે નિત્ય પ્રણામ કરે છે અને વૃદ્ધોની સેવા કરે છે, તેનું આયુષ્ય, વિદ્યા, યશ અને બળ વધે છે.

ભગવાન મનુ સરળ શબ્દોમાં ઘણું બધું કહી દે છે. વંદન નમ્રતાની ભાવના પોષે છે, સામેની વ્યક્તિ પાસેથી કંઈક ગ્રહણ કરવાનું સૂચવે છે. વંદનના પ્રતિભાવ રૂપે પ્રાપ્ત થતા આશીર્વાદ અમૂલ્ય છે. વળી વૃદ્ધોની સેવા પણ સૂચક પદ છે. **વૃદ્ધત્વ અનુભવોનો ભંડાર છે. પોતાના જ અનુભવને ગુરુ માનનાર યાદ રાખે કે, તે ઉત્તમ ગુરુ છે, પરંતુ તેની ફી પણ તેટલી જ ઊંચી છે.** તેના બદલે હિતચિંતક ગુરુઓની સલાહ અને સ્વમતિનો સમન્વય યશસ્વી બનાવે છે. તેમનું જ્ઞાન નિઃશુલ્ક હોવાથી વિદ્યા પણ વધે છે.

નમસ્કારને એક વ્યાયામ તરીકે સમજવાથી આયુષ્ય વધે છે. બલ વધે છે. શાસ્ત્રોમાં સાષ્ટાંગ નમસ્કાર કહ્યા છે-

उरसा शिरसा दृष्ट्या मनसा वचसा तथा ।
पद्भ्यां कराभ्यां जानुभ्यां एतत् अष्टांगलक्षणम् ॥

છાતી, મસ્તક, દૃષ્ટિ, મન, વાણી, બે પગ, બે હાથ અને બે ઢીંચણથી (એકી સાથે આઠેય અંગોના સમન્વયથી) સાષ્ટાંગ નમસ્કાર થાય છે. મસ્તક, છાતી, બે હાથ, બે ઢીંચણ અને બે પગ જમીનને અડકે, દૃષ્ટિ નીચી હોય, હૃદય ભાવભર્યું હોય અને વાણીથી નમસ્કારનો ધ્વનિ- આ બધું સમાજમાં પ્રસ્થાપિત કરવાની જરૂર છે. અહીં સર્વસુલભ વંદન સૂર્યનમસ્કાર પણ યાદ આવે છે.

आदित्यस्य नमस्कारं ये कुर्वन्ति दिने दिने ।
जन्मान्तरसहस्त्रेषु दारिद्यं नोपजायते ॥

જે પ્રતિદિન સૂર્યનમસ્કાર કરે છે, તે હજાર જન્મે પણ દરિદ્રી થતો નથી... જન્મદિને નમસ્કારનું માહાત્મ્ય, ચરણસ્પર્શનો આદર્શ, દેવની સામે સાષ્ટાંગ નમસ્કાર આદિ બકવાસ નથી પણ જીવનને ઘડનારાં તત્ત્વો છે.સાષ્ટાંગ નમસ્કારનું મહત્વ સમજનાર ઋષિઓના

જીવનલક્ષી આચારોનું મૂલ્ય જાણશે. સાષ્ટાંગ નમસ્કાર ન કરનાર ક્યારેય નિરોગી રહી શકતો નથી. આરોગ્યને **દુકાનમાંથી ખરીદનાર** એકવાર આ સમજીને સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગે તો ઘણું બધું સરળ થઈ જાય. **બાયપ્રોડકટથી ખરડાયેલી ઉપચાર પદ્ધતિને બદલે સાઈડ ઈફેકટ વગરની ભારતીય સંસ્કૃતિની આચાર પ્રણાલી સ્વીકારવામાં જૂનવાણી કે નાનમ અનુભવનારને ધિક્કાર !**

**મંત્રશાસ્ત્રમાં માર્ગદર્શન**-બાળકને મેધાવી બનાવવા માટે સરસ્વતીની ઉપાસના દર્શાવી છે. ऐं સરસ્વતીનો બીજ મંત્ર છે. નાનું બાળક કંઈ પણ જુએ તો તરત જ એ...એ એવો ધ્વનિ કાઢે છે. તેને બીજમંત્રનું જ્ઞાન નથી. પરંતુ આ રીતે બિંદુ રહિત માતૃકાના ધ્વનિથી પણ માતા સરસ્વતી પ્રસન્ન થઈને વાક્પ્રવાહ વહેવડાવે છે, તો પછી વિધાનપૂર્વક અનુષ્ઠાન થાય તો શું શું ન થાય ? (લઘુસ્તવ)

વિદ્યાદેવીની ઉપાસનાના પ્રયોગો જ્ઞાતા પાસેથી જાણવા જોઈએ. **યજ્ઞોપવીત સંસ્કાર પછી ગાયત્રીમંત્રનો ઉપદેશ લઈ નિયમિત સંધ્યા** કરનારને અધિક પ્રગતિ માટે કેટલાક મંત્રો સૂચવ્યા છે

(૧) દશાક્ષરમંત્ર - ॐ **वद वद वाग्वादिनि स्वाहा ।**

(૨) ષોડશાક્ષરમંત્ર- **ऐं नमो भगवति वद वद वाग्देवि स्वाहा ।**

કણ્વઋષિ મંત્ર દૃષ્ટા છે. માર્ગદર્શક ન મળે તો સરસ્વતીનું ધ્યાન કરીને શ્રધ્ધાપૂર્વક સ્તોત્રજપ પણ ફલદાયી છે.

ઉપરાંત, અષાઢમાસમાં ઉત્તરાષાઢા નક્ષત્ર હોય તેવે દિવસે સ્થિરલગ્નમાં પવિત્ર બ્રાહ્મણ પાસે બાળકની જીભ ઉપર ऐं અથવા ह्रीं બીજ ચંદન-કેસરથી લખાવવાથી પ્રજ્ઞાવૃદ્ધિ થાય છે. મંત્ર લખાવ્યા પછી બાળક પાસે પ્રતિદિન સરસ્વતી ઉપાસના કરાવવી જોઈએ, કારણ કે **મંત્રલેખન દ્વારોદ્‌ઘાટન છે. તપસ્યા વિના ફલપ્રાપ્તિ નથી.**

બાળકને સ્વસ્થ, નિરોગી રાખવા માટે અનેક ઉપાયો છે-મહર્ષિ બુધકૌશિક વિરચિત **રામરક્ષાનો** પાઠ કરતાં કરતાં બાળકના ઉપર હાથ ફેરવવો. મૃત્યુંજયમંત્રના જપ કરવો. પરિશિષ્ટમાં આપેલા **બાલગ્રહસ્તોત્રનો** પાઠ પણ કરી શકાય. જો બીમાર હોય તો એકવીસ દર્ભની ઝૂડી બનાવીને આ સ્તોત્રનો પાઠ કરતાં કરતાં માર્જન-જળ છાંટવું. બાળક સ્વસ્થ થશે જ.



**ઉત્સવ વિધાન** - વિચારો ટકાવવા કર્મકાંડ જરૂરી છે. માનસિક ક્રિયાઓનું માહાત્મ્ય વર્ણનાતીત છે, પરંતુ પ્રારંભિક અવસ્થામાં ક્રિયાપ્રધાનતા જોઈએ જ. જે રીતે આપણે કોઈક પ્રતિ ભાવ રજૂ કરવા શબ્દોની સાથે સાથે પુષ્પગુચ્છ, શાલ, શ્રીફળ આ બધું આપીએ છીએ તેની કિંમત આંકી શકાતી નથી. જો આ બધાની બાદબાકી કરીને બે જણા સામસામે બેસે અને માનસિક આદર રજૂ કરે તો કેવું લાગે તે કલ્પના કરવા જેવી છે.

જન્મોત્સવ નિમિત્તે કઈ રીતે પૂજાનું આયોજન થઈ શકે તેનું અહીં દિગ્દર્શન છે. જો બ્રાહ્મણને નિમંત્ર્યા હોય તો તેઓ **વર્ધાપન વિધાન** સાંગોપાંગ કરાવે અને હોમ પણ કરાવે. પરંતુ, પ્રતિકૂળતામાં વ્યક્તિ જન્મોત્સવ કરવા ઇચ્છે તો કેટલું થઈ શકે તેનું અહીં વિવરણ છે. બને તો બ્રાહ્મણને બોલાવીને જ વિધિ કરવી.

**તૈયારી** - બાજઠ કે પાટલા ઉપર કપડું પાથરી તેના ઉપર ઈષ્ટદેવની પ્રતિમા કે મૂર્તિ મૂકવી. દીવો, અગરબત્તી, કંકુ, ચોખા,ફૂલ, તુલસીપત્ર, નૈવેદ્ય, ફળ, વહેંચવાની ચીજો, બાળકનું જે વર્ષ શરૂ થતું હોય તેટલા દીપક, સ્વર્ગસ્થ વડિલોના ફોટા હોય તો તે એક પાટલા ઉપર મૂકવા, તાંબાનો કલશ, તરભાણી, પવાલું, આચમની, દર્ભની વીંટી કે સોનાની વીંટી.

**વિધિ**-બાળકને તલના તેલનો માલિશ કરી, તલના પાણીથી સ્નાન કરાવી, સ્વચ્છ કરી, નવીન વસ્ત્ર, સુવર્ણ અલંકાર પહેરાવી, તાંબાના પાત્રમાં દહીં, મીઠું, સરસવ કે રાઈ, દૂર્વા, ચોખા ભેગા કરીને બાળકની નજર ઉતારીને, માતા-પિતા ખોળામાં લઈને ભગવાન સામે બેસે. જો બાળક એકલું બેસી શકે તો એકલો બેસાડે. જો જાણકાર વ્યક્તિ હોય તો બ્રાહ્મણ તરીકે બેસાડે.

કર્મકાંડ સંસ્કૃત પ્રધાન હોવાથી તે પ્રમાણે જ રજૂઆત કરી છે. કોઈક બ્રાહ્મણનો સંપર્ક કરીને કઠિનતાઓ દૂર કરી લેવી.

प्रारंभे निर्विघ्नं अस्तु । श्री गणेशाय नमः ।

वसुदेवसुतन्देवं, कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानन्दं, कृष्णं वंदे जगद्गुरुम् ॥

गुरुर् ब्रह्मा गुरुर् विष्णुः गुरुर् देवो महेश्वरः ।
गुरुस्साक्षात् परब्रह्म तस्मै श्री गुरवे नमः ॥

**आचमनम्**-(ત્રણ વાર જમણા હાથે પાણી પીવું) ॐ **केशवाय नमः** । ॐ **नारायणाय नमः** । ॐ **माधवाय नमः** । પછી હાથ ધોવો - **गोविन्दाय नमः** । પ્રાણાયામ કરવો અથવા ગાયત્રીમંત્ર કે ॐ **नमो भगवते वासुदेवाय**-મંત્રનો બાર વાર-જપ કરવો. ત્રણેયને તિલક કરવું.

ॐ **स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा** विश्ववेदाः । **स्वस्ति न स्ताक्ष्यों अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु** ॥

या देवी सर्वभूतेषु बुद्धिरूपेण संस्थिता । नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥ या श्रीः स्वयं सुकृतिनां भवनेष्वलक्ष्मीः, पापात्मनां कृतधियां हृदयेषु बुद्धिः । श्रद्धा सतां कुलजनप्रभवस्य लज्जा, तां त्वां नताः स्म परिपालय देवि विश्वम् ॥

જો વ્યવસ્થા હોય તો રક્તસૂત્ર હાથે બાંધવું. તુલસી, રુદ્રાક્ષ કે સોનાની માળા પહેરવી. દર્ભની વીંટી કે સોનાની વીંટી પહેરવી.

**देवतानमस्कारः** (વિવિધ દેવોને વંદન) श्री गणेशाय नमः । इष्टदेवताभ्यो नमः । कुलदेवताभ्यो नमः । ग्रामदेवताभ्यो नमः । स्थानदेवताभ्यो नमः । वाणीहिरण्यगर्भाभ्यां नमः । लक्ष्मीनारायणाभ्यां नमः । उमामहेश्वराभ्यां नमः शचीपुरन्दराभ्यां नमः । मातापितृचरण-कमलेभ्यो नमः सर्वेभ्यो देवेभ्यो नमः । गुरुभ्यो नमः । आचार्येभ्यो नमः। ऋषिभ्यो नमः । सिद्धेभ्यो नमः । सन्तेभ्यो नमः । सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमः । निर्विघ्नं अस्तु ।

**गणेशस्मरणम्** - शुक्लाम्बरधरन्देवं शशिवर्णं चतुर्भुजम् ।
प्रसन्नवदनं ध्यायेत् सर्वविघ्नोपशान्तये ॥

**देवीस्मरणम्** - सर्वमंगलमांगल्ये शिवे सर्वार्थसाधिके ।
शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोऽस्तु ते ॥

**कृष्णस्मरण्** - यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥
अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।



**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**
**विनायकं गुरुं भानुं ब्रह्मविष्णुहेश्वरान् ।**
**सरस्वतीं प्रणौम्यादौ सर्वकार्यार्थसिद्धये ॥**

**संकल्प :** (જમણા હાથમાં પાણી પકડીને આજની ક્રિયાનું વિવરણ કરવું)

विष्णुः विष्णुः **विष्णुः**.... **मासे**.... पक्षे... तिथौ....वासरे शुभपुण्यतिथौ......गोत्रः....राशिः अहं **मम** सुतस्य / सुताया... वर्षारंभे आयुः अभिवृद्धये सकलसद्गुण वृद्धये गणेशं कुलदेवतां षष्ठीदेवतां मार्कण्डेयं चिरजीविनः पूजयिष्ये । જો જ્ઞાતા બ્રાહ્મણ હોય તો તેમની પાસેથી સામગ્રીની વિસ્તૃત સૂચિ લઈ તે પ્રમાણે કલાક જેટલા સમયમાં વિસ્તારથી પૂજન કરવું. તે શક્ય **ન** હોય તો -

દીપપૂજન, સૂર્યપૂજન કરવું. (આગળ શ્લોકો મૂકેલા છે)

**गणेशस्मरणम्** - विघ्नेश्वराय वरदाय सुरप्रियाय,
लंबोदराय सकलाय जगत्हिताय ।
नागाननाय श्रुतियज्ञ विभूषिताय,
गौरीसुताय गणनाथ नमो नमस्ते ॥
वक्रतुण्ड महाकाय सूर्यकोटि समप्रभ ।
निर्विघ्नं कुरु मे देव सर्वकार्येषु सर्वदा ॥

**कुलदेवतास्मरणम्** - या देवी सर्वभूतेषु मातृरूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥

(જો ફાવે તો **नित्यपावन સ્મરણ**નો પાઠ કરવો)

**षष्ठीदेवतास्मरणम्** - जय देवि जगन्मातर् जगदानंदकारिणी ।
प्रसीद मम कल्याणि नमस्ते षष्ठिदेवते ॥

**मार्कंडेयस्मरणम्** - मार्कंडेय महाभाग सप्तकल्पान्तजीवन ।
आयुः आरोग्यसिद्ध्यर्थं अस्माकं वरदो भव॥

**चिरजीविनः** - अश्वत्थामा बलिर्व्यासो हनूमान् च विभीषणः।
कृपः परशुरामश्च सप्तैते चिरजीविनः॥

આ પ્રમાણે શ્લોકો બોલી ભગવાનને તિલક કરવું, ચોખા, ફૂલ, તુલસી વગેરે અર્પણ કરવાં. ધૂપ કરવો. નૈવેદ્ય અર્પણ કરવું. આ પ્રમાણે દેવોની પૂજા કર્યા પછી એક બાજઠ ઉપર બાળકની ઉંમર પ્રમાણે

દીવા રાખ્યા હોય તે પ્રગટાવવા માટે બાળકને મીણબત્તી કે અગરબત્તી આપવી. એક એક દીવો પ્રગટાવતાં શ્લોકો / મંત્રો બોલવા. (પરિશિષ્ટમાં મંત્ર / શ્લોક સંગ્રહ છે)

દીપપ્રજ્વાલન થયા પછી આરતી કરવી. ગાયત્રીમંત્રો બોલવા. ક્ષમાયાચના કરી પૂજાની સમાપ્તિ કરવી.

क्षमायाचना - मंत्रहीनं क्रियाहीनं भक्तिहीनं सुरेश्वर ।
यत्पूजितं मया देव परिपूर्णं तदस्तु मे ॥

संकल्पः - अनेन पूजनेन स्थापितदेवताः प्रीयन्ताम् । तीर्थप्रसादग्रहणम् ।

જો બ્રાહ્મણ હાજર હોય તો પુણ્યાહવાચન, ચાર વેદના બ્રાહ્મણોને બોલાવ્યા હોય તો **ચતુર્વેદોક્ત પુણ્યાહવાચન** કરાવવું (વિશેષ યાજ્ઞિકરત્નમ્) અનુકૂળતા હોય અને મોટો કાર્યક્રમ કરવો હોય તો ગ્રહસ્થાપન, સ્થાપિત દેવતાઓને નિમિત્તે હોમ, પૂર્ણાહૂતિ, અભિષેક કરવો. પછી દીર્ઘાયુ સૂચક મંત્રોથી આશીર્વાદ આપવા. (જુઓ પરિશિષ્ટ)

દીર્ઘાયુ સૂચક વિધાનોમાં એવું પણ જણાવ્યું છે કે જેમ આપણે પંચામૃત લઈએ છીએ, તે રીતે એક પાત્રમાં તલ, ગોળ અને દૂધનું મિશ્રણ કરી બાળકને અડધા ખોબા જેટલું પીવડાવવું. તે માટેનો શ્લોક-

**सतिलं गुडसंमिश्रं अंजल्यर्धमितं पयः ।**
**मार्कंडेयात् वरं लब्ध्वा पिबाम्यायुर्विवृद्धये ॥**

**(નોંધ - આ મિશ્રણ તે જ વખતે બનાવવું કારણ કે ગોળ અને દૂધ વધુ સમય ભેગાં ન રખાય)**

આ પ્રમાણે વિધાન થયા પછી બાળક બધાને પગે લાગવા જાય. જો અણસમજુ હોય તો માતાપિતા પોતે સાથે લઈને પગે લાગે - ચરણસ્પર્શ કરે. દરમ્યાન બોલવા યોગ્ય વિધાનો-

| | | |
|---|---|---|
| **પુત્ર / પુત્રી** | **પુત્ર / પુત્રી** | **પુત્ર / પુત્રી** |
| **ધીરઃ / ધીરા ભવ ।** | **યશસ્વી / યશસ્વિની ભવ ।** | **આયુષ્માન્ / આયુષ્મતી ભવ ।** |
| **વીરઃ / વીરા ભવ ।** | **તેજસ્વી / તેજસ્વિની ભવ ।** | **બુદ્ધિમાન્ / બુદ્ધિમતી ભવ ।** |
| **દૃઢઃ / દૃઢા ભવ ।** | **મેધાવી / મેધાવિની ભવ ।** | **વિદ્યાવાન્ / વિદ્યાવતી ભવ ।** |

આવાં વિધાનો સાથે ભવ જોડવું.



આમંત્રિતો વધારે હોય તો ભાગવતમાં રજૂ થયેલ **'બાલરક્ષા'** નો પાઠ થઈ શકે. અન્ય શ્લોકો જે રક્ષણ સૂચવે છે -

लंबोदर महाभाग सर्वोपद्रवनाशन ।
त्वत्प्रसादात् हि विघ्नेश चिरं जीवतु बालकः ॥
जननी सर्वभूतानां बालानां च विशेषतः ।
नारायणी स्वरूपेण बालं मे रक्ष सर्वदा ॥
प्रेतभूत पिशाचेभ्यः डाकिनी शाकिनीषु च ।
मातेव रक्ष बालं मे श्वापदे पन्नगेषु च ॥
गौरीपुत्रो यथा स्कन्दः शिशुत्वे रक्षितः पुरा ।
तथा ममाप्ययं बालः षष्ठिके रक्ष्यतां सदा ॥

આ પ્રમાણે વંદન વિધિ પછી પ્રસંગોચિત ગીતો ગાવાં.

કોપીરાઈટ - બાલગીતોનો સંગ્રહ સાથે જોડવાનો વિચાર હતો, પરંતુ આજે કોપીરાઈટની સમસ્યા વકરી છે. જો પુસ્તકનું મહત્વ વધી જાય, સારા રિવ્યૂ આવે કે હજારોની સંખ્યામાં નકલ ખપવા લાગે, અને કદાચ કોઈક ગીતનાં કર્તાના નામમાં ભૂલ હોય, કે તેમની લેખિત પરવાનગી સાચવી ન રાખી હોય તો કોર્ટના ધક્કા ખાવા પડે. મને થાય કે, જો સુવિચારો પ્રભુ પ્રસાદી હોય તો માલિકીની છાપ શા માટે ? જરૂર, સંદર્ભ કે પરિચય માટે લેખકનું નામ હોય, પરંતુ **કોઈ વ્યક્તિ તમારા લખાણનો ઉપયોગ કરે તો, એટલું તો ચોક્કસ છે કે ઉપયોગ કરનારને તમારો વિચાર ગમ્યો, પુસ્તક દ્વારા વ્યાપ વધ્યો અને ભગવાને તે નોંધ્યો. જેનું જીવન બદલાય તેના નિમિત્ત પણ તમે જ** બન્યા. પરંતુ આ બધું કેમ સમજાવવું ? અરે, હવે તો ભગવાનની મૂર્તિના પણ કોપી રાઈટ ! વાચકને જણાવું કે **આ પુસ્તકના કોપી રાઈટ નથી.** આજ સુધી જેટલાં પુસ્તકો પ્રકાશિત કર્યાં તેમાં એકેનાયે કોપીરાઈટ રાખ્યા નથી. એ પણ જણાવી દઉં કે એકે તો શીર્ષક અને સામગ્રીની કોપી કર્યા પછી અંદર પોતાનો કોપીરાઈટ છાપ્યો છે ! આનું નામ જ કલિયુગ. આરંભે જ જણાવ્યું છે કે **સામર્થ્ય રહિત** અનુકરણથી સંતોષ માને છે અને સર્જક નવોપંથ કંડારે છે.

આનંદની વાત એ છે કે અનેક સંસ્થાઓ બાળકો માટે કેન્દ્રો

ચલાવે છે, સાહિત્ય નિર્માણ કરે છે. તેમના સંપર્કથી જરૂરી ગીતો, સૂત્રો વગેરે મળી શકશે. ઉપરાંત સસ્તું સાહિત્ય પ્રકાશન, લોકમિલાપ ટ્રસ્ટ જેવી સંસ્થાઓએ પણ આ દિશામાં અવિસ્મરણીય કામ કર્યું છે.

બાલ-અર્થજ્ઞાન માટે નિરુક્ત અપરિહાર્ય છે. વૈદિક કાળમાં એક સિદ્ધાન્ત પ્રસ્થાપિત થયો હતો કે બધા જ શબ્દોના મૂળમાં ધાતુ-ક્રિયાપદ છે. આ દિશામાં આચાર્ય યાસ્કનું નિર્માણ સીમાચિહ્ન છે. પ્રસ્તુત સંદર્ભે બાલ શબ્દ બલ્ ધાતુ પ્રથમગણ પરસ્મૈપદ અથવા દશમગણ ઉભયપદ છે, જેનો અર્થ છે શ્વાસ લેવો. અન્ય અર્થો પણ છે. ગુજરાતીમાં 'બબાલ' શબ્દ વાપરનાર યાદ રાખે કે તે બલ્ ધાતુનું પરોક્ષભૂતકાળરૂપ છે.

પ્રાણક્રિયા ઉપરથી લક્ષ્યાર્થ એવો થઈ શકે કે જે પ્રાણશક્તિનો ઉપાસક છે. માનવને મહાન બનાવનાર પ્રાણશક્તિ છે. તેથી છાંદોગ્ય ઉપનિષદમાં આદેશ છે બલમુપાસ્વ-બલની ઉપાસના કરો. બાલ અને બલનો સંબંધ સમજીને, નિયમિત પ્રાણાયામ વડે પ્રાણશકિતની વૃદ્ધિ માનવનું કર્તવ્ય છે.

બીજી દષ્ટિએ વિચારીએ તો આપણે બધા જ ગમે તે ઉંમરે બાળક જ છીએ. કવિ ટેનિસનના શબ્દોમાં –

What am I ?
An infant crying in the night,
An infant crying for the light
And with no language but a cry.

હું કોણ ? અંધારામાં રડતો બાળક અથવા (જીવન) પ્રકાશ માટે રડતો બાળક અથવા જેની પાસે રૂદન સિવાય અન્ય ભાષા નથી તેવો બાળક ! – આ વિવરણ સર્વેને લાગુ પડી શકે અજ્ઞાનના અંધકારમાં આપણે દુઃખી છીએ. જીવન પ્રકાશ માટે સતત મથીએ છીએ. અને, એક ભાવાવસ્થા આવે છે જ્યાં ભાષા પંગુ બને છે અને રૂદન પ્રવર્તે છે. ભાવાશ્રુનું ભાષાંતર ન થાય, હૃદય જ તે ભાષા સમજી શકે. વિદ્યાપીઠમાં બે વર્ષ રહેલાઓના દીક્ષાન્ત સમારંભ વેળા, આર્યવૃત્તની પદવી ગ્રહણ સમયે ભાવાશ્રુ પ્રવાહ જેમણે નથી જોયો તેમને માટે કહી



શકાય **वृथागतं तस्य नरस्य जीवितम्** । રૂદન કે હૃદયની ભાષા અધિકારી જ સમજી શકે !

બાળકની ઉભયપ્રકારે વૃદ્ધિ-શારીરિક અને માનસિક-યુવાવસ્થા તરફ લઈ જાય છે. પરંતુ કેવલ શારીરિકવૃદ્ધિ જ થાય અને માનસિક પ્રગતિ શૂન્ય રહે, તો એકપક્ષીય વિકાસ દર્શાવવા માટે પણ बाल શબ્દ છે. જેનો પર્યાય मूर्ख છે. તર્કસંગ્રહમાં बाल પદનો અર્થવિસ્તાર કરતાં કહે છે – ग्रहणधारण पटुः बालः જે સમજીને સ્મૃતિમાં સ્થિર રાખે છે તે બાલ, ન સ્તનપાન કરનાર. આમ **બાલ શબ્દ સાતત્યયુક્ત વૃદ્ધિ સૂચવે છે.** પ્રાણશક્તિની ઉપાસનાથી પ્રગતિને પંથે આગળ વધે તે બાલ.

**પ્રભાવી બાલક –**

ચીલે ચીલે ગાડી ચલે, ચીલે ચલે કપૂત
પણ એ ચીલે નવ ચલે, ઘોડા, સિંહ, સપૂત.

પ્રસિદ્ધ પંક્તિઓ એક માતાની પ્રાર્થના બની શકે. નવ-નવ માસ સુધી અનેક પ્રકારની યાતનાઓ ભોગવતી માતા સતત એક જ ચિંતન કરે છે કે, પ્રભુ ! મને સપૂત આપો જે મારી ગર્ભભારવ્યથા ભુલાવી દે ! એવું બાળક આપો જે અમુક...અમુક...જેવું હોય ! આ પ્રાર્થના પાછળ માતાનું તપ છે, પરંતુ તે માટેની દષ્ટિ કેળવવી જરૂરી છે. માત્ર માગવાથી જ બધું મળતું નથી. પિતૃત્વ કે માતૃત્વ સંપાદન માટે યોગ્યતા કેળવવાની જવાબદારી કોની ?

પ્રભાવી ચરિત્રો વાંચીને, સાંભળીને ભાવવિભોર બનનાર દંપતી સ્વપ્નાં સેવે છે, પરંતુ તે માટેની તપસ્યાનો માર્ગદર્શક ગુરુ દુર્લભ છે. વેદોમાં જણાવ્યું છે કે દૈવી અધ્યયનથી જેનાં મન-બુદ્ધિ પુષ્ટ થયાં છે અને કન્યા પણ તેવી જ યોગ્યતાની હોય, તેવાં દંપતી ઉદયનાચાર્ય જેવા સંતાનોને રમાડી શકે ! એક ઠેકાણે ચર્ચાનો ઉત્તર આપતાં તેઓ કહે છે –

वयमिह पदविद्यां तर्कमान्वीक्षिकीं वा,
यदि पथि विपथे वा वर्तयामः स पन्थाः ।
उदयति दिशि यस्यां भानुमान् सैव पूर्वा
न हि तरणिरुदीते दिक्पराधीनवृत्तिः ॥

અમે અહીં વ્યાકરણ, તર્ક અથવા વેદાન્તને પ્રચલિત પ્રણાલી કે વિપરીત પદ્ધતિ પર લઈ જઈએ, જયાં લઈ જઇએ તે જ યોગ્ય માર્ગ છે. સૂર્ય જે દિશામાં ઊગે છે તે પૂર્વ છે. સૂર્યનો ઉદય અને અસ્ત દિશા ઉપર આધારિત નથી.

**ઈતિહાસે એવા મહાનુભાવોનાં ચરિત્રો સાચવી રાખ્યાં છે કે, તે બોલ્યા તે શાસ્ત્ર, ચાલ્યા તે માર્ગ, જીવ્યા તે જીવન, અને તેમનાં વાક્યો, માર્ગ અને જીવનને અનુસરનારનાં જીવન ધન્ય બન્યાં.**

પ્રભાવી ચરિત્રોનાં વર્ણન લખવા સ્વતંત્ર ગ્રંથ લખવો પડે, છતાં યે ઉદાહરણ રૂપે -

(૧) વાલ્મીકિના આશ્રમમાં લવ-કુશ અશ્વમેધના અશ્વના ગળામાં લટકતો એક શ્લોક વાંચે છે -

**एकवीराद्य कौसल्या तस्याः पुत्रो रघूद्वहः ।**
**तेन रामेण मुक्तोऽसौ वाजी गृह्णात्विमं बली ॥**

માત્ર કૌશલ્યાએ જ વીરપુત્રને જન્મ આપ્યો છે, જેનું નામ રામ છે. તેણે આ ઘોડો છૂટો મૂક્યો છે, જેનામાં તાકાત હોય તે બાંધે ! આ આહવાન વાંચી બંને કુમારોને થયું શું, કૌશલ્યાએ પુત્રને જન્મ આપ્યો છે, તો સીતામાએ પથ્થરા પેદા કર્યા છે ? શું આપણે બાયલા છીએ ? અને તરત જ ઘોડાને બાંધી દીધો. યુદ્ધમાં સૈન્યના પરાભવના સમાચાર જાણી રામ સ્વયં આવે છે અને મક્કમ ડગ ભરતા કુમારોને જોઇને વિચારે છે -

**दृष्टिस्तृणीकृत-जगत्त्रय-सत्वसारा**
**धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम् ।**
**कौमारकेऽपि गिरिवत् गुरुतां दधानो**
**वीरो रसः किमयमेत्युत दर्प एव ॥**

ત્રણે જગતના સત્વના સારને તણખલા સમાન ગણે છે. ધીર અને સ્વાભિમાન યુક્ત ગતિથી જાણે કે ધરા ધ્રુજાવે છે. કુમારાવસ્થામાં પણ પર્વતના જેવી ગરિમા ધારણ કરનારા આ વીરરસ ચાલ્યો આવે છે



કે ક્ષાત્રતેજનું માનુષીકરણ થયું છે !

(૨) કવિકુલગુરુ કાલિદાસ રચિત **અભિજ્ઞાન** શાકુન્તલ સુવિદિત છે. નાટકના સાતમા અંકમાં, સ્વર્ગથી પાછા ફરતા રાજા દુષ્યન્ત ઋષિના આશ્રમમાં પ્રવેશે છે. બે તપસ્વીઓ સાથે બાળકને જુએ છે, જે અર્ધુસ્તનપાન કરેલા, ગમે તેમ પકડવાથી અસ્ત-વ્યસ્ત થયેલી કેશવાળીના સિંહશિશુને પોતાની સાથે રમવા માટે બળજબરીથી મા પાસેથી ખેંચે છે, અને કહે છે- **जृंभस्व सिंह, दन्तान् ते गणयिष्ये ।** અલ્યા સિંહ, મોઢું ફાડ, તારા દાંત ગણીશ. આવું વર્તન જોઇને તાપસીઓ કહે છે કે, સાચે જ ઋષિએ આનું નામ **સર્વદમન** રાખ્યું છે, કારણ કે આનાં તોફાનો જાહેર છે. પરંતુ દુષ્યન્ત રત્નને પારખે છે, અને વડિલોએ યાદ રાખવા જેવું વિધાન કરે છે.

**महतः तेजसः बीजं बालोऽयं प्रतिभाति मे ।**
**स्फुलिंगावस्थया वह्नि एधापेक्ष इव स्थितः ॥** (૭/૧૫)

'ચિનગારી અવસ્થામાં રહેલા અગ્નિને બળતણની અપેક્ષા હોય છે, તેમ આ છોકરો મહાન તેજનું બીજ લાગે છે.' પ્રત્યેક બાળક ચિનગારી અવસ્થામાં રહેલો અગ્નિ છે. તેને યોગ્ય માર્ગદર્શન દ્વારા ઘડતર કરવાની, વિષ્ણુ તરીકે પોષણ કરવાની જવાબદારી મા-બાપની છે. માત્ર સર્જક (બ્રહ્મા) બનીને ન ચાલે.

**વિદુલોપાખ્યાન**-મહાભારતના ઉદ્યોગપર્વમાં વિષ્ટિ માટે નીકળેલા શ્રીકૃષ્ણ કુન્તીને મળે છે અને પાંડવો માટે કોઈક સંદેશો માગે છે. ઉત્તરમાં કુન્તી પોતે કંઈક કહેવાને બદલે પ્રાચીન ઐતિહાસિક ઘટના સંભળાવી, જેમાં વિદુલા રણમેદાનથી પરાજિત થઇને જીવતા આવેલા પુત્રને ફિટકારે છે, ધિક્કારે છે અને ક્ષત્રિયાણી સંતાન પાસેથી કઈ અપેક્ષાઓ રાખે છે તે રજૂ કરે છે. આખું વર્ણન મહાભારતમાં વાંચવું જોઇએ. અહીં કેટલાક શ્લોકો જાણીએ -

**सुपूरा वै कुनदिका सुपूरो मूषिकांजलिः ।**
**सुसंतोषः कापुरुषः स्वल्पकेनैव तुष्यति ॥**

નાળું જલદી છલકાઈ જાય, ઉંદરનો ખોબો કેવડો ? ડરપોક પડી

રહે છે અને જે આવી મળે છે તેને જ વધાવી લે છે (પરાક્રમ કરતો નથી)

**मुहूर्तं ज्वलितं श्रेयः न च धूमायितं चिरम् ।**

**मा ह स्म कस्यचिद् गेहे जनि राज्ञः खरो मृदुः ॥**

થોડી વાર માટે ભડકો થઈ સર્વત્ર પ્રકાશ પાથરે તે ઉત્તમ, પરંતુ દીર્ઘકાલ સુધી ધૂમાડિયું જીવન ક્યારેય નહિ. કોઈને ય ઘેર એવું સંતાન ન હો કે જે મૂર્ખ કે નિષ્ક્રિય હોય. જીવવા માટે મરતું હોય.

**निरमर्षं निरुत्साहं निर्वीर्यं अरिनन्दनम् ।**

**मा स्म सीमन्तिनी काचित् जनयेत् पुत्रं ईदृशम् ॥**

સાત્વિક ક્રોધ રહિત, ઉત્સાહ હીન, વીર્યશૂન્ય અને શત્રુઓને ખુશ કરનાર પુત્રને કોઈ પણ મા જન્મ ન આપે.

પુત્રનું નામ સંજય હતું તેનો અર્થ કરતાં કહે છે

**संजयो नामतश्च त्वं न च पश्यामि तत् त्वयि ।**

**अन्वर्थनामा भव मे पुत्र मा व्यर्थनामकः ॥**

તારું નામ સંજય (સારી રીતે વિજયપ્રાપ્ત કરનાર) છે, પરંતુ તે તારામાં નથી દેખાતું બેટા, તારું નામ સાર્થક કર.

**उत्थातव्यं जागृतव्यं योक्तव्यं भूति कर्मसु ।**

**भविष्यतीत्येव मनः कृत्वा सततमव्यथैः ॥**

ઊઠવું જોઈએ, જાગવું જોઈએ, ઉન્નતિની ક્રિયામાં પરોવાઈ જવું જોઈએ, 'થશે જ' એવા આત્મવિશ્વાસથી સતત આગળ ધપવું જોઈએ.

પછી સમાપનમાં જણાવ્યું છે કે આ જય **(મહાભારત) ઈતિહાસ સાંભળીને પૌરુષ** જન્મે છે. શત્રુસંહારમાં યોદ્ધો પાછીપાની કરતો નથી. એવું પણ જણાવ્યું છે કે સગર્ભા આ ચરિત્ર સાંભળે તો **વિદ્યાશૂર, તપઃશૂર, દાનશૂર અને બ્રહ્મવર્ચસ્વી સંતાનની માતા બને છે.**

છેલ્લે કુન્તીએ પોતાનો સંદેશો કહ્યો-

**यदर्थम् क्षत्रिया सूते तस्य कालः अयं आगतः ॥**

સતત યુદ્ધોન્મુખ મારી દીકરા અર્જુન અને ભીમને કહેજો કે, 'જે માટે ક્ષત્રિયાણી પ્રસૂતિની વેદના અનુભવે છે તે કાળ આવી પહોંચ્યો છે.' કેવું સૂત્રાત્મક લખાણ ! છતાંયે ક્ષત્રિય માટે સ્પષ્ટ સંદેશ. તેથી જ



**મહાભારત આપણી અખૂટ સંપત્તિ છે. આ વારસો ન ભોગવી શકે તે દરિદ્રી.**

એવું લાગે છે કે **મહાભારતના** ભંડારમાંથી કેટલાંક અમૂલ્ય રત્નોની ઓળખાણ કરાવવી જોઈએ, જે રત્નના દર્શનથી વૈચારિક દારિદ્રય નષ્ટ થશે અને **મેરા ભારત મહાન**-ઉક્તિ સાર્થક થશે.

**દીર્ઘાયુઃ**- વૈદિક સંસ્કૃતિમાં સો કે તેથી વધારે વર્ષ પર્યંત આયુષ્યનો આગ્રહ છે. દેહરૂપી સાધન ધ્યેય સાધ્ય કરી શકે તે માટે સ્વાસ્થ્ય આવશ્યક છે. આ વિષે ઋષિઓનું ચિંતન કેટલાક ઉપાયો (અહીં સરળતા માટે સંધિવિચ્છેદ તથા ભાવાર્થ આપ્યો છે. **વેદોચ્ચાર ગુરુ મુખ જ કરવા)**

(૧) **અગ્નિપ્રાર્થના** -

ॐ तनूपा अग्नेऽसि तन्वं मे पाहि आयुर्दा अग्नेऽसि आयुर्मे देहि वर्चोदा अग्नेऽसि वर्चो मे देहि । अग्ने यन्मे तन्वा ऊनं तन्म आ पृण ॥

"તનૂપા-દેહ રક્ષક અગ્નિ મારા દેહની રક્ષા કરો.
આયુર્દા-દીર્ઘાયુ દેનાર અગ્નિ મને દીર્ઘાયુ બનાવો
વર્ચોદા-બ્રહ્મતેજ દેનાર અગ્નિ મને બ્રહ્મતેજ આપો.
મારામાં કંઈ પણ ઉણપ હોય તો તે દૂર કરી મને પૂર્ણ બનાવો.
સામાન્ય રીતે એવી સમજ છે કે વેદમંત્રો કઠિન છે. મંત્રોના અર્થ ન થાય. આપણે આ ભય કે ભ્રાન્તિથી મુક્ત થઈએ અને પરમાત્માના આદેશોને આત્મસાત્ કરીએ.

(૨) **ઈષ્ટદેવને પ્રાર્થના** -

ॐ पुनर्मनः पुनः आयुः म आगन् पुनः प्राणः पुनः आत्मा म आगन् पुनः चक्षुः पुनः श्रोत्रं म आगन् । वैश्वानरो अदब्धः तनूपा अग्निः नः पातु दुरिताद् अवद्यात् ॥

"મને ફરીથી માનસિક **સામર્થ્ય**, પ્રાણશક્તિ, આત્મશક્તિ, દર્શનશક્તિ અને શ્રવણ સામર્થ્ય પ્રાપ્ત થાઓ. સતત **ક્રિયાશીલ** અને દેહરક્ષક અગ્નિ અમને પાપ અને અશુભથી અળગા રાખો."

પ્રતિદિન વૃદ્ધિ સાથે ક્ષીણત્વ પણ છે જ, તે માટે ક્ષીણ થતી રહેલી ઇન્દ્રિયોની શક્તિ પુનઃ સ્થિર થાય એવી પ્રાર્થના આ મંત્રમાં છે. અર્થાત મારી વૃદ્ધિ થાઓ અને ઇન્દ્રિયોની શક્તિ પણ વૃદ્ધિ પામો. તેથી જ આપણે વારંવાર કહીએ છીએ - **पश्येम शरदः शतम् श्रुणुयाम शरदः शतम् जीवेम शरदः शतम् ।**

(૩) પરમાત્માને પ્રાર્થના - **સર્વવિધ સામર્થ્ય**

ॐ तेजोऽसि तेजो मयि धेहि वीर्यमसि वीर्यं मयि धेहि
बलमसि बलं मयि धेहि ओजोऽसि ओजो मयि धेहि
मन्युरसि मन्युं मयि धेहि सहोऽसि सहो मयि धेहि ।
હે પ્રભુ ! આપ તેજ છો, મને તેજસ્વી બનાવો,
આપ વીર્ય છો, મારી વીર્યવૃદ્ધિ કરો,
આપ બલ છો, મને બલવાન બનાવો,
આપની કાંતિ મારામાં આવો. આપનો ઉત્સાહ મને પ્રાપ્ત થાઓ
આપ સમર્થ છો, મને સમર્થ બનાવો.

(૪) પ્રભાવી જીવન -

ॐ ओजः च मे सहः च म आत्मा च मे तनूः च मे शर्म च मे वर्म च मे अंगानि च मे अस्थीनि च मे परूंषि च मे शरीराणि च म आयुः च मे जरा च मे यज्ञेन कल्पन्ताम् ॥

પ્રભાવ, દઢ દેહ, વિચાર શક્તિ, સુડોળ દેહ, સુખ, પૂર્ણ અવયવ, મજબૂત હાડકાં, સ્થિર સાંધા, બધા જ વ્યવસ્થિત અવયવો, વૃદ્ધાવસ્થા પર્યંત પ્રસન્નતા, ભર્યુ-ભર્યું જીવન યજ્ઞથી પ્રાપ્ત થાઓ

(૫) સુવર્ણ ધારણ-અભિમંત્રિત સુવર્ણધારણ દીર્ઘાયુ બક્ષે છે.

ॐ न तत् रक्षांसि न पिशाचाः तरन्ति देवानां ओजः प्रथमजं
हि एतत् । यः बिभर्ति दाक्षायणं हिरण्यं स देवेषु कृणुते
दीर्घं आयुः स मनुष्येषु कृणुते दीर्घं आयुः ॥

"પ્રથમ ઉત્પન્ન થયેલું સુવર્ણ દેવોનું તેજ છે. રાક્ષસો કે પિશાચો તેનાથી દૂર ભાગે છે. જે અલંકાર રૂપે સુવર્ણ ધારણ કરે



છે, તે દેવલોક અને મનુષ્યલોકમાં દીર્ઘાયુ બને છે"

આપણે અલંકારો ધારણ કરતી વખતે માત્ર શોભા તરીકે નહિ, પરંતુ દિવ્યગુણ યુક્ત અને આયુષ્ય દેનાર રૂપે રાખીએ તો તેનો નિશ્ચિત પ્રભાવ પડે છે. **સુવર્ણસ્પર્શ આરોગ્યદાયી છે.**

આપણા ઋષિઓએ પરમાત્મા પાસેથી દૈવી સંદેશાઓ ઝીલ્યા અને આપણા સુધી પહોંચાડયા. આપણે પણ સંકલ્પ કરીએ કે આવા જીવનસ્પર્શી મંત્રો સમજીએ, **નિત્ય પ્રાર્થનામાં** ગાઈએ અને આ સંદેશો અન્યને આપીને **ઋષિઋણથી** યત્કિંચિત્ મુક્ત થવા પ્રયત્ન કરીએ.

**આયુષ્કરણ**-બાળક દીર્ઘાયુ અને સર્વવિધ સામર્થ્ય પ્રાપ્ત કરે તે માટે ગૃહ્યસૂત્રોમાં અનેક સંદર્ભો પ્રાપ્ત થાય છે પારસ્કર ગૃહ્યસૂત્રમાં આઠ તત્ત્વોને યાદ કરીને આઠ પ્રકારનું સામર્થ્ય કે ઐશ્વર્યની પ્રાર્થના આશીર્વાદનું ઉત્તમ ઉદાહરણ છે. અહીં ગુંફિતતત્ત્વોમાં

(૧) **અગ્નિનું** સામર્થ્ય વનસ્પતિ-લાકડાં-સમિધ ઉપર આધાર રાખે છે. અગ્નિ નષ્ટ થતો નથી. તે સર્વભક્ષી છે. સર્વ કંઈ ખાય છે અને બદલામાં પ્રકાશ રેલાવે છે. બાળક અગ્નિ જેવો બને.
(૨) **સોમ**-ચન્દ્રનો ઓષધિઓ સાથેનો સંબંધ છે. **पुष्णामि चौषधीः** ઓષધીઓનું સામર્થ્ય પ્રાપ્ત થાઓ.
(૩) **બ્રહ્મ**-દૈવીતત્ત્વ, પરમાત્મા જેનું સતત ચિંતન-મનન બ્રાહ્મણો કરે છે, તે બ્રહ્મ જેવો વ્યાપક બન.
(૪) **દેવો** અમૃતપાનથી જરામરણભય રહિત થયા. આ બાળક પણ તેવું બનો.
(૫) **ઋષિઓ** વ્રતના પ્રભાવે પ્રાતઃસ્મરણીય બન્યા. બાળક પણ વ્રતનિષ્ઠ બની જીવનપથમાં અગ્રેસર બનો.
(૬) **પિતૃઓ** સ્વધાથી તૃપ્તિ પામે છે. આ બાળક સદૈવ તૃપ્ત રહો.
(૭) **યજ્ઞ** અને દક્ષિણાના સબંધથી સૂચવે છે કે આ બાળક પણ જીવનમાં દેવપૂજા, સંગતીકરણ અને દાનનો આદર્શ અપનાવે.
(૮) **સમુદ્રનું સામર્થ્ય** નદીઓ વધારે છે, તેમ બાળકને સર્વદિશાથી

પ્રેરણાસ્રોત પ્રાપ્ત થાઓ અને મહાન બનો.

ૐ अग्निः आयुष्मान् स वनस्पतिभिः आयुष्मान् तेन त्वा आयुषा आयुष्मंतं करोमि ।

ૐ सोम आयुष्मान् स ओषधीभिः आयुष्मान् तेन.....।

ૐ ब्रह्म आयुष्मत् तत् ब्राह्मणैः आयुष्मत् तेन.....।

ૐ देवा आयुष्मन्तः ते अमृतेन आयुष्मन्तः तेन.....।

ૐ ऋषयः आयुष्मन्तः ते व्रतैः आयुष्मन्तः तेन .....।

ૐ पितरः आयुष्मन्तः ते स्वधाभिः आयुष्मन्तः तेन ....।

ૐ यज्ञ आयुष्मान् स दक्षिणाभिः आयुष्मान् तेन ........।

ૐ समुद्र आयुष्मान् स स्रवन्तीभिः आयुष्मान् तेन............।

આઠ મંત્રો બાળકને આશીર્વાદ આપવા માતા-પિતા નિત્ય બોલે અને આઠ તત્ત્વોને પ્રાર્થના કરે એવું સૂચન છે.

## મા-બાપ માટે કેટલાંક સૂચનો

(૧) બાળકની બીમારી વખતે અન્ય ઉપચારોની સાથે સાથે નીચેનો મંત્ર જપતા રહેવું-

अच्युतानन्त गोविन्द नामोच्चारणभेषजात् ।
नश्यन्ति सकला रोगाः सत्यं सत्यं वदाम्यहम् ॥

અથવા નામમંત્ર જપ - ૐ अच्युताय नमः । ૐ अनंताय नमः। ૐ गोविन्दाय नमः ।

ભગવાનને ભાવાર્દ્ર હૃદયની પ્રાર્થના શું શું નથી કરી શકતી ?

(૨) રામરક્ષાનો પાઠ કરતાં સૂતા બાળક ઉપર હાથ ફેરવવો. આ વિધિથી દૈવીગુણો પ્રગટે છે.

(૩) બાળક પ્રાર્થના કરવા બેસે એવું વાતાવરણ નિર્માણ કરવું. પ્રતિદિન નિયત સમયે દીવો-ધૂપ કરીને મધુર સ્વરે પ્રાર્થના ગાવી. બાળક આજુબાજુ ફરે તો ફરવા દેવું. બળજબરીથી પકડીને ન બેસાડવું. પ્રાર્થના પછી માથું જમીનને અડકાડીને નમસ્કાર કરવા, ભગવાન, વડિલો વગેરેનો ચરણસ્પર્શ કરવો બાળક અનુકરણ કરશે જ.



(૪) તોફાન વખતે બાળકને સજા કરવાને બદલે પોતે સજા લેવી. શકય છે કે બાળકને પસ્તાવો થશે. માર-ઝૂડએ શાસ્ત્રવિરુદ્ધ ઉપાય છે, કારણ કે लालयेत् पंचवर्षाणि ।

(૫) મહેનત પડશે, પરંતુ નિયમિત વાર્તા કહેવી. અજ્ઞાત મન ઉપર ઉપસેલી છાપ અમીટ રહે છે. ભાવિ નાગરિકનું ઘડતર આપણા હાથમાં છે. **સુવેળાની ખેતી આખું વરસ કામ આવે.** બાળકોને **લગતાં પુસ્તકોનો સંગ્રહ મોંઘો નહિ પડે. યોગ્ય સમયનું રોકાણ અનેકઘણું વળતર આપે છે.**

(૬) સ્વાસ્થ્ય માટે છયે રસ ખોરાકમાં આવે તેવું કરવું. 'નથી ભાવતું' આ ફરિયાદ ન જન્મે તેવું વાતાવરણ બનાવવું .

(૭) બાળક સાથે રમત રમવી મોટો થાય તોયે થોડું ઘણું રમવું, કારણ કે રમતથી મોકળાશ આવે છે. ભયગ્રંથિ બંધાતી નથી. ન રમી શકાય તો સાથે ફરવા જવું. બાળક મોટું હોય તો ખુલ્લા મને વાતો કરે તેવું જોવું.

(૯) કોઈપણ પ્રકારની બળજબરી આખરે તો હાનિકારક છે, તેમ વધારે પડતાં લાડ પણ નહિ. છ વર્ષથી મોટા બાળકને તાડન જરૂર પડ્યે કરવું. दशवर्षाणि ताडयेत् ।

બાળઉછેરના છાપેલા નિયમો હોતા નથી.

ઓ બાલક તૂ અતિ પ્યારા હૈ ।

તેરા ચંદન-સા મુખડા હૈ, હર લેતા મનકા દુઃખડા હૈ,
તુઝકો સુનીતિને જન્મદિયા, તૂ ભગ્ન હૃદયકા ટુકડા હૈ'
નીલામ્બર કા ધ્રુવ તારા હૈ, ઓ બાલક, તૂ અતિપ્યારા હૈ !

જગ-જવાલામેં જલકર, તપકર, 'પ્રહ્લાદ બના પ્રભુકો જપકર,
દૈહિક-હિરણ્ય કે ઘરમે ભી, તેરા હિરણ્ય જૈસા અન્તર
જગમેં હૈ જગ સે ન્યારા હૈ, ઓ બાલક, તૂ અતિપ્યારા હૈ ।

અપને હાથોં સે બના લિયા, અપને હાથોં હી મિટા દિયા
રચ ખેલ ઘરૌંદા કા તૂ ને, ઇશ્વરતા કા સંકેત કિયા.
કઠપુતલા-સા જગ સારા હૈ, ઓ બાલક, તૂ અતિપ્યારા હૈ

તુઝમે અભિમન્યુ મહત્તા હૈ, તૂ જયમલ હૈ તૂ પત્તા હૈ,
તૂ રાયહકીકત, ચન્દ્રહાસ હૃદયોં મેં તેરી સત્તા હૈ
તુઝસે અસ્તિત્વ હમારા હૈ, ઓ બાલક, તૂ અતિપ્યારા હૈ !

તૂ અવતારી રઘુનંદન હૈ, લીલાધારી યદુનંદન હૈ,
તેરે ચરણો સંસાર ઝૂકા, કિસને ન કિયા પદવંદન હૈ,
તૂને ભૂ-ભાર ઉતારા હૈ, ઓ બાલક, તૂ અતિપ્યારા હૈ !

તૂ સુકવિ સૂર કો ભાયા હૈ, તુલસી ને તુઝકો ગાયા હૈ,
વહ એક અલૌકિક આકર્ષણ, જિસને ઇસ ભાંતિ રિઝાયા હૈ
જિસસે તૂ ગયા સંવારા હૈ, ઓ બાલક, તૂ અતિપ્યારા હૈ ।

- લાલા શ્રી જગદલપુરીજી



## बालग्रहस्तवः

प्रणम्य शिरसा शांतं गणेशानंतमीश्वरम् । बालग्रहस्तवं वक्ष्ये समस्ताभ्युदयप्रदम् ॥ तपसा यशसा दीप्त्या वपुषा विक्रमेण च । निर्दिष्टो यः सदा स्कंदः स नो देवः प्रसीदतु ॥ रक्तमाल्यांबरधरो रक्तगन्धानुलेपनः । रक्तादित्योज्ज्वलः शांतः स नो देवः प्रसीदतु ॥ यो नंदनः पशुपतेर्मातृणां पावकस्य च । गंगोमाकृत्तिकानां च स नो देवः प्रसीदतु ॥ देवसेनापरिवृतो देवसेनार्चितः सदा । देवसेनापतिः श्रीमान् स नो० ॥ शक्तिः शक्तिधरापूरः कुमारः शिखिवाहनः । सुरारिहा महासेनः स नो० ॥ प्रकृत्या सुंदरो दांतो देवैश्वर्यो दयान्वितः । नानाविनोदसंपन्नः स नो० ॥ प्रबोधा सुप्रबोधा च बोधना सुप्रबोधना । प्रबुद्धा च प्रबोधा च सुप्रीता सुमनास्तथा ॥ मनोन्मनीति विख्याता योगिन्यः पांतु बालकम् ॥ सुव्रता रुक्मिणी चैव मंदवेगा बिभीषणा ॥ विद्युज्जिह्वा महानासा शतानंदा तथा परा । बालदा प्रमदा चेति योगिन्यः पांतु बालकम् ॥ हरिणी चाथ वाराही वानरी क्रोष्टुकी तथा । कुबेरी कोटराक्षी च कुंभकर्णा च चंडिनी ॥ बलाद्धिकारिणी चेति योगिन्यः पांतु बालकम् ॥ शुद्धा विशुद्धा श्रद्धा च योगसिद्धा मितंवदा । सुभगा शुभदा गौरी बला विकरणीति च ॥ नानाविज्ञानविख्याता योगिन्यः पांतु बालकम् ॥ लंबा प्रलंबा च तथा लंबकर्णी च लंबिका । ज्वालाकराली कालिंदी कालिकेति यथोदिताः ॥ स्वच्छंदाचारसंपन्ना योगिन्यः पांतु बालकम् ॥ प्रणीता सुप्रणीता च मालिनी विश्वमालिनी । विमला कमला माली लोला रौद्री च विश्वदा । विचरंत्यो यथाकामं योगिन्यः पांतु बालकम् ॥ वायुवेगा महावेगा सुवेगा वेगवाहिनी । शशिनी

हंसिनी दृष्टिः पुष्टिः पौष्टिकसिद्धिदा । दिव्यानुभावा वाहिन्यो योगिन्यः पांतु बालकम् ॥ भ्रमिनी भामिनी नित्या निर्भिन्ना सुभगा गुहा । क्लेदिनी द्राविणी वामा योगिन्यः पांतु बालकम् ॥ रुद्रशक्तिविनिष्क्रांतमेकाशीतिकमोदितम् । योगिनीवृंदमेतद्धि सिद्धविद्याधरार्चितं । स्कंदग्रहाधिदैवं तद् बालकं पातु सर्वदा ॥ शंकुनी रेवती देवी शिखा च मुखमंडिका । प्रलंबा पूतनाख्या च कटपूतनिका पुनः ॥ विजया गोमुखी धूम्रा मुंडमाला तथापरा । अधोलंबा च पद्मा च कुमुदाऽप्यथ चांबिका ॥ मानिनी चैव काली च देवी प्रेतमुखी तथा । ऐन्द्री मार्जारिका भूयः कुरुणी च शुभा कृशा ॥ कालरात्रिश्च माया च लोहिता पिलिपिंचिका । भीतारणी चक्रवादा भीषणा दुर्ज्जयापरा ॥ तापनी कटकोली च मुक्तकेशी महाबला । अहंकारी जया तद्वदजमेषा त्रिदंडिका ॥ रोदनी मुकुटाभिख्या ललाटा पिंगला तथा । शीतला बालिनी चैव तापसी पापराक्षसी ॥ मानसा धनदा देवी वलानावर्तिनी तथा । यमुना जातवेदा च मानिनी कलहंसिनी ॥ बालिका देवदूती च वायसी यक्षिणी तथा । स्वच्छंदा पालिका चैव वासिनी चांबिकेति च ॥ पंचाशतु कुलोत्पन्नाश्चतुष्षष्ठिसमीरिताः । योगिन्यो नित्यसंतुष्टाः स्कंदापस्मारदेवताः ॥ नानारक्षाधिकारस्था बालकं पांतु सर्वदा ॥ महालक्ष्मीर्महातंगा महासेना महाबला ॥ महाकंपा महाभीमा महातेजा महोत्सवा । महासेना महाचंडा मोहिनी वीरनायका ॥ एकवीरा विशालाक्षी सुकेशी सुमना तथा । सुकेशिनी च संतुष्टा दंडिनी च विलंबिनी ॥ भामिनी चाथ सौवर्णी सिंहवक्त्रा कटंकिनी । भ्रमरा चंचला चंपा सिद्धिदा च तथापरा । शातोदरी धृतिः स्वाहा स्वधाख्या च सनातनी । शंबरा च तथा देवी नीलग्रीवा तथांबिका । वितला गंधिनी वामा क्रीडंती चैव वाहिनी । कर्षिणी मालती फुल्ला कालकर्णी च



चंडिका । चित्रानना गुहा चेति पार्वती संगतिर्गता । पंचाशन्नव-संपन्ना शकुनी दैवतप्रिया । योगिन्यः कामरूपिण्यो बालकं पांतु सर्वदा ॥ विश्वंतपा प्रभावज्ञा सर्वज्ञा सर्वगा गुहा । दुर्गा सरस्वती ज्येष्ठा श्रेष्ठा पद्मा परापरा । प्रमदा रोहिणी शीता प्रह्वी प्रह्लादिनी विभा ॥ विभूतिर्विततिः प्रीतिः प्रकृतिः प्रमतिर्यथा । एता भगवता सृष्टा योगिन्यो योगसिद्धिदाः । पंचविंशतिराख्याता रेवतीशक्तिगोचरा । जगदा यायनकरा बालकं पांतु सर्वदा ॥ नंदश्चैवोपनंदश्च गोमतिः सुमतिस्तथा । विद्युज्जिह्वो महाकालः करालस्तिमिलोचनः । तेजहोडा विरूपाक्षो गोमुखो वडवामुखः । कालाननः कहालश्च शंकुकर्णो विभीषणः । एते शंकुदनोत्पन्ना वीराः षोडश राक्षसाः । पूतनादेवताजुष्टा बालकं पांतु सर्वदा ॥ वज्रिणी शक्तिनी चाढ्या दंहिनी खड्गिनी तथा । पाशिनी ध्वजिनी देवी गदिनी शूलिनी परा ॥ पविनी चक्रिणी चेति सर्वाकारा भयप्रदाः । एता दिङ्गमिता देव्यो योगिन्यो देवकीर्तिताः ॥ अधिभूतप्रधाना या पायात्सा शांतपूतना । प्रसन्ना मातरः सर्वा बालकं पांतु सर्वदा ॥ अर्थको जलको भूमा उग्रः स्कंदश्च कीर्तितः । वीरेशाः पितृभिः सृष्टा नैजमेषाधिदेवताः ॥ पंचशक्तिप्रधानास्ते बालकं पांतु सर्वदा। भैरवा वीरमाता च क्षेत्रपाला विनायकाः । डाकिन्यो रुद्रशाकिन्यो यक्षरक्षांसि पन्नगाः ॥ वराश्चवांतरा भूता मनुष्याः पशवो मृगाः । सरीसृपाश्च संतुष्टा बालकं पांतु सर्वदा ॥ आदित्या वसवो रुद्राः पितरो मरुतस्तथा । मुनयो मनवः काला ग्रहयोगाः सनातनाः ॥ सिद्धाः साध्याश्च गंधर्वा देव्यश्चाप्सरसां वराः । विद्याधरा महादैत्या बालकं पांतु सर्वदा ॥ सहजा योगजा चैव वीरजा मंत्रजा तथा ॥ योगिन्यो योगिवनिता नानाविभवगोचराः ॥ भवानी नाम संतुष्टा बालकं पांतु सर्वदा । भूर्लोके च भुवर्लोके स्वर्लोके याश्च मातरः ॥

अधश्चोर्ध्वं च तिर्यक् च क्रीडंत्योऽनंतमूर्तय: । प्रसन्नयोगसंपन्ना दिव्यैश्वर्यसमन्विता: ॥ स्वच्छंदपदसंभूतैर्भैरवै: परिवारिता: । रक्षंतु बालकं प्रीता: शांतिर्नयतु चेतसा ॥ दिव्यं स्तोत्रमिदं पुण्यं बालरक्षाधिकारकम् । जपेत्संतान रक्षार्थं बालद्रोहोपशांतिदम् ॥ इति बालस्तव: ॥

**बालरक्षा :** गोमूत्रेण स्नापयित्वा पुनर्गोरजसार्भकम् ।
रक्षां कुर्यात् च शकृता द्वादशांगेषु नामभि: ॥
अव्यात् अजोंऽघ्रिमणिमान् तव जान्वथोरु
यज्ञोऽच्युत: कटितटं जठरं हयास्य: ।
हृत् केशव: त्वदुर ईश इनस्तु कंठं
विष्णुर्भुजं मुखमुरुक्रम ईश्वर: कम् ॥
चक्र्यग्रत: सहगदो हरिरस्तु पश्चात्
त्वत्पार्श्वयोर्धनुरसी मधुहाजनश्च ।
कोणेषु शंख उरुगाय उपर्युपेन्द्र:,
तार्क्ष्य: क्षितौ हलधर: पुरुष: समन्तात् ॥
इन्द्रियाणि हृषीकेश: प्राणान् नारायणोऽवतु ।
श्वेतद्वीपपति: चित्तं **मनो योगेश्वरोऽवतु** ॥
पृश्निगर्भस्तु ते बुद्धिं आत्मानं भगवान् पर: ।
क्रीडन्तं पातु गोविन्द: शयानं पातु माधव: ॥
व्रजन्तमव्याद् वैकुंठ आसीनं त्वां श्रिय: पति: ।
भुंजानं यज्ञभुक् पातु सर्वग्रहभयंकर: ॥
डाकिन्यो यातुधान्यश्च कूष्मांडा येऽर्भकग्रहा: ।
भूतप्रेतपिशाचा: च यक्षरक्षो विनायका: ॥
कोटरा रेवती ज्येष्ठा पूतना मातृकादय: ।
उन्मादा ये ह्यपस्मारा देहे प्राणेन्द्रियद्रुह: ॥
स्वप्नद्रष्टा महोत्पाता वृद्धबालग्रहाश्च ये ।



सर्वे नश्यन्तु ते विष्णो: नामग्रहणभीरव: ॥
(भागवते, १०/६/२०-२९)

**आशीर्वादाष्टकम्**

पार्थ प्रजाविता साक्षादिक्ष्वाकुरिव मानव: ।
ब्रह्मण्य: सत्यसंधश्च रामो दाशरथिर्यथा ॥
एष दाता शरण्यश्च यथा ह्यौशीनर: शिबि: ।
यशो वितनिता स्वानां दौष्यन्तिरिव यज्वनाम् ॥
धन्विनामग्रणीरेष तुल्यश्चार्जुनयोर्द्वयो: ।
हुताश इव दुर्धर्ष: समुद्र इव दुस्तर: ॥
मृगेन्द्र इव विक्रान्तो निषेव्यो हिमवानिव ।
तितिक्षुर्वसुधेवासौ सहिष्णु: पितराविव ॥
पितामहसम: साम्ये प्रसादे गिरिशोपम: ।
आश्रय: सर्वभूतानां यथा देवो रमाश्रय: ॥
सर्वसद्गुणमाहात्म्ये एष कृष्णमनुव्रत: ।
रन्तिदेव इवोदारो ययातिरिव धार्मिक: ॥
धृत्या बलिसम: कृष्णे प्रह्लाद इव सद्ग्रह: ।
आहर्तैषाश्वमेधानां वृद्धानां पर्युपासक: ॥
राजर्षीणां जनयिता शास्ता चोत्पथगामिनाम् ।
निग्रहीता कलेरेष भुवो धर्मस्य कारणात् ॥

હે યુધિષ્ઠિર ! આ બાળક મનુના પુત્ર સાક્ષાત ઈક્ષ્વાકુ પેઠે પ્રજાઓનું રક્ષણ કરનાર, બ્રાહ્મણોનું હિત કરનાર અને દશરથપુત્ર શ્રીરામચંદ્રની પેઠે સત્ય પ્રતિજ્ઞાવાળો થશે. વળી આ ઉશીનર દેશના રાજા શિબિ જેવો દાતા અને શરણે આવેલાનું રક્ષણ કરનાર થશે અને દુષ્યંતના પુત્ર ભરતની પેઠે જ્ઞાતિઓ તથા યજ્ઞ કરનારાઓના યશને ફેલાવશે, તેમ જ આ અર્જુન તથા કાર્તવીર્ય જેવો ધનુર્ધારીઓમાં અગ્રેસર, અગ્નિ જેવો અસહ્ય, સમુદ્ર જેવો દુસ્તર, સિંહ જેવો પરાક્રમી, હિમાલયની પેઠે સેવવા

યોગ્ય, પૃથ્વી જેવો ક્ષમાવાન અને માતા પિતાની પેઠે સહનશીલ થશે. વળી સમભાવમાં બ્રહ્મદેવ સરખો, કૃપા કરવામાં શંકર સમાન અને લક્ષ્મી પતિ વિષ્ણુદેવની પેઠે પ્રાણીમાત્રને આશ્રયરૂપ થશે. આ પુત્ર સર્વ સદ્‌ગુણોના માહાત્મ્યથી શ્રીકૃષ્ણને અનુસરશે અને રંતિદેવ જેવો ઉદાર તથા યયાતિ જેવો ધાર્મિક થશે. ધીરજમાં બલિરાજા જેવો, પ્રહ્‌લાદની પેઠે શ્રીકૃષ્ણનો મહાન ભક્ત, અશ્વમેધ યજ્ઞો કરનાર અને વૃધ્ધોનો સેવક થશે. વળી જનમેજય જેવા રાજર્ષિઓને આ ઉત્પન્ન કરશે, અવળે માર્ગે જનારાઓને શિક્ષા કરશે અને પૃથ્વી તથા ધર્મ માટે કલિયુગને પણ શિક્ષા કરશે.

(ભાગવત ૧/૧૨/૧૯-૨૬)

## जन्मदिनं मंगलम्

जन्मदिनं मंगलं वृद्धिदिनं मंगलम् ।
मंगलं भवतु ते सर्वमंगलम् ॥
श्रीविष्णु-शिव-गणेश-जगदंबिका ।
राम-कृष्ण-वामन-रवि-कुलदेवताः ॥
सर्वाः संप्रददतु ते मंगलाशिषः... मंगलम्...
जमदग्नेस्त्र्यायुषं कश्यपस्य त्र्यायुषं ।
देवानां त्र्यायुषं ऋषीणां तथा ॥
प्राप्नुहि प्रतिदिनं दिव्यचेतनां ... मंगलम्...
सर्वोपद्रवशान्तिः सर्वसिद्धयः ।
प्रातिकूल्यप्रशमनं पूर्वकर्मतः ॥
पूर्णत्व-प्राप्तये भवतु प्रवृत्तिः... मंगलम्....
आरोग्यं भास्करात् धनदात् धनं ।
गांभीर्यं गणपतेः स्थिरतां भुवः ॥
साम्राज्यं माहात्म्यं पाकशासनात्
अष्टविधं ऐश्वर्यं प्रार्थयेम ते ॥... मंगलम्...



॥ श्री धन्वंतरये नमः ॥

**બાલ આરોગ્ય રક્ષા - ડૉ. હરિદ્ર દવે, (એમ.ડી. આયુર્વેદ)**

બાળકનો જન્મ થાય ત્યારે પિતાએ બાળકના કાનમાં એક મંત્ર બોલવાનો હોય છે એમ આયુર્વેદ કહે છે જે બહુ અર્થસૂચક છે. મંત્ર નીચે મુજબ છે.

**अंगादअंगाद् संभवसि हृदयादभिजायसे ।**
**आत्मा वै पुत्रनामासि संजीव शरदां शतम् ॥**
**शतायुः शतवर्षोऽसि दीर्घमायुरवाप्नुहि ।**
**नक्षत्राणि दिशो रात्रिरहश्च त्वाभिरक्षतु ॥ अ.हृ.उ. अ-१/२**

અર્થાત્ - તું અંગે અંગમાંથી ઉત્પન્ન થાય છે, હૃદયમાંથી ઉત્પન્ન થાય છે. પુત્રના નામે તું આત્મા જ છે તું સો શરદઋતુ સુધી જીવજે. તું સો વર્ષની દીર્ઘ આવરદાનો છે. નક્ષત્રો, દિશાઓ, રાત્રિ, દિવસ તારું રક્ષણ કરો.

ઉપરોક્ત મંત્રમાં બાળકના દીર્ઘાયુ માટેની માંગણી હોઈ, બાળકની જન્મદિવસની ઉજવણી વખતે ખાસ બોલવો જોઈએ.

આપણે ત્યાં જન્મદિવસે બાળકને આરોગ્યપ્રદ આશીર્વાદ આપવાનો રિવાજ છે. બાળકને આશીર્વાદરૂપે એમ કહેવામાં આવે છે કે "સંજીવ શરદાં શતમ્" અર્થાત્ તું સો શરદ ઋતુ સુધી જીવ. શરદઋતુ એ રોગોની ઋતુ છે. આ ઋતુમાં બાળક કે વ્યક્તિ માટે માંદા પડવાની વધુ શક્યતા રહેલી છે. હજારો વર્ષ પહેલાં કહેવાયેલી આ વાત આજે પણ તેટલી જ સાચી છે. આ ઋતુમાં માત્ર માંદગી જ નહિ પણ મૃત્યુની પણ શક્યતાઓ રહેલી છે. આ ઉપરાંત માંદગીયુક્ત જીવનને આપણે ત્યાં જીવન તરીકે સ્વીકારવામાં આવ્યું જ નથી. સ્વસ્થ જીવન જ સાચું જીવન છે આથી જ એવો આશીર્વાદ આપવામાં આવે છે કે રોગો થવાની શક્યતા જે ઋતુમાં વધુ રહેલી છે તેવી સો શરદઋતુ સુધી પણ તું નિરોગી રહીને તું જીવ ટૂંકમાં આનો ભાવાર્થ એટલો જ કે કોઈપણ ઋતુ કે પરિસ્થિતિ હોય તું સ્વસ્થ-તંદુરસ્ત રહીને જીવ એવા અમારા તને આશીર્વાદ છે.

પરંતુ માત્ર આશીર્વાદથી બાળક તંદુરસ્તી મેળવી શકશે ?... ના.. તેના માટે યોગ્ય ઉપાયોકે પ્રયત્નો પણ કરવા જ પડે. જે આયુર્વેદના ઋષિઓએ દિનચર્યા અન્તર્ગત દર્શાવેલ છે, જેને આપણે થોડોક વિસ્તારથી સમજવાનો પ્રયત્ન કરીએ.

(૧) **બ્રાહ્મ મુર્હુતમાં ઉઠવું :** દિનચર્યાની શરૂઆત સવારે ઉઠવાથી થાય છે. દરેક વ્યક્તિ ખાસ કરીને બાળકો આજકાલ મોડા ઉઠતાં જોવા મળે છે. જે યોગ્ય નથી. બ્રાહ્મમુર્હુત જેટલા કદાચ વહેલા ઉઠી ન શકાય તો પણ પ્રત્યેક બાળકે સૂર્યોદય પહેલાં તો અચૂક ઉઠવું જ જોઈએ. સવારે સૂર્યોદય પહેલાં વાતાવરણમાં ઓઝોન વાયુનું પ્રમાણ સવિશેષ હોય છે. આ ઓઝોન વાયુ શરીરના પ્રત્યેક કોશને (cell) વિશેષ તાજગી બક્ષે છે. મગજના કોશો (cell) વધુ શક્તિશાળી બને છે તેના લીધે યાદશક્તિ વધુ સારી બને છે અને સમગ્ર શરીર તંદુરસ્ત રહે છે. આથી જ સૂર્યોદય પહેલાં ઉઠવાની ટેવ પાડવી અત્યંત જરૂરી છે.

(૨) **પ્રાર્થના :** પ્રત્યેક વ્યક્તિ તથા બાળકે સવારે ઉઠીને તરત જ પ્રભુની પ્રાર્થના કરવી જોઈએ. પોતાને ઉઠાડવા તથા યાદશક્તિ તથા સ્ફૂર્તિ આપવા માટે પ્રભુનો આભાર માનવો જોઈએ. કારણ આયુર્વેદની સ્વસ્થતાની વ્યાખ્યામાં માત્ર શારીરિક તંદુરસ્તી જ નહિ પણ માનસિક અને આત્મિક તંદુરસ્તીનો પણ વિચાર કરવામાં આવ્યો છે. જેના માટે પ્રાર્થના એ ઘણું મોટું પ્રેરક બળ છે અલબત્ત આ માટે માત્ર સવારે ઉઠીને તરત જ પ્રાર્થના કરવા ઉપરાંત પ્રત્યેકે સ્નાન કર્યા બાદ પોતાના ઈષ્ટદેવનું ધ્યાન પૂજા વગેરે પણ તેટલા જ જરૂરી છે.

(૩) **દાંતની સફાઈ :** આજના ટીવી યુગમાં દાંતની સફાઈ વિશે કોઈપણ બાળકને પૂછવામાં આવશે તો તે ઢગલાબંધ ટુથપેસ્ટના તથા ટુથબ્રશના નામો બોલી જશે. પરંતુ અહિં એક વાત અવશ્ય યાદ રાખવી જરૂરી છે કે ટીવી માં દર્શાવવામાં આવતી બધી જ બાબતો સાચી હોતી નથી. ઉપરાંત એક મેડિકલ જર્નલનો રીપોર્ટ (અહેવાલ) એવું જણાવે છે કે ટુથ પેસ્ટ દ્વારા દાંતની સફાઈ કરો



કે પાણીથી સાફ કરો બંને લગભગ સરખું જ છે. બીજું એવું પણ કહેવાય છે કે લગભગ બધી ટુથપેસ્ટમાં હાડકાનો પાવડર તથા અન્ય પ્રાણીજ પદાર્થો નાખવામાં આવે છે જે શુદ્ધ શાકાહારી વ્યક્તિ માટે વિચારવા જેવી વાત છે. બાળક મોટુ થાય અને તેને દાંત આવી જાય ત્યારે દાંત પેઢા તથા મુખની શુદ્ધિ માટે ટુથ પેસ્ટ અને ટુથ બ્રશના બદલે ઔષધિય ગુણોવાળી વનસ્પતિના દાતણનો ઉપયોગ કરવો જોઈએ દાતણ તાજુ કોમળ, બાળકની ટચલી, આગળી જેટલું જ જાડું, સ્વચ્છ કોઈપણ પ્રકારના સડા વગરનુ હોવું જોઈએ. દાતણ કે બ્રશ વધુ સમય સુધી ન ઘસવા જોઈએ. દાતણ જેટલું ચાવી શકાય તેટલું વધુ ચાવવું જોઈએ. અને તેનો રસ મોમાં ભરી આંગળી દાંત-પેઢા ઉપર ઘસવું જોઈએ. જેથી દાંત વધુ મજબુત બને છે. બ્રશ કે ટુથ પેસ્ટ કરતા દાતણ વધુ લાભદાયક છે તે વાત હવે આધુનિક વિજ્ઞાને પણ સ્વીકારી છે. જરૂર પડયે વિવિધ પ્રકારના દંતમંજનોનો ઉપયોગ કરી શકાય.

(૪) **અભ્યંગ :** આરોગ્યની રક્ષા કરવા માટે અભ્યંગ એટલે કે માલિસ નિયમીત કરવું જોઈએ. અભ્યંગ માટે બારવર્ષથી નાના બાળકો માટે ચંદનબલા લાક્ષાદિતેલ, ચંદનબલા તેલ કે લાક્ષાદિ તેલનો ઉપયોગ કરવો. જયારે બાર વર્ષથી ઉપરની પ્રત્યેક વ્યક્તિ માટે અશ્વગંધા તેલનો ઉપયોગ કરવો જોઈએ. નિયમિત માલિસ કરવાથી શરીરમાં વાયુદોષની વૃદ્ધિ થતી નથી અને જો થઈ હોય તો તે મટી જાય છે બાળકને થાક લાગતો નથી લાગ્યો હોય તો ઉતરી જાય છે. આંખો નિર્મળ રહે છે. એટલું નહિ પરંતુ ચશ્મા પણ આવતા નથી અને જો ચશ્મા આવ્યા હોય તો ઉતારવામાં મદદરૂપ બને છે. અલબત્ત એ માટે નેત્ર નિષ્ણાત વૈદ્યની સલાહ પ્રમાણે અન્ય ઉપચારો પણ કરવા જોઈએ. સર્વાંગ અભ્યંગની સાથે સાથે પગના તળિયે પણ માલિસ અવશ્ય કરવું જોઈએ. જેનાથી આંખો વધુ શક્તિશાળી બને છે અને મગજને પણ પોષણ

મળે છે. અભ્યંગ સમયે દરરોજ બંને કાનમાં વારાફરતી નવશેકું ગરમ તેલ કાનમાં નાંખવું. નિયમિત કાનમાં ટીપાં નાખવાથી વાળ સફેદ થતા નથી અને મજબૂત બને છે મગજને પણ પોષણ મળે છે. જેનાથી બાળક વધુ તેજસ્વી બને છે. આમ સર્વાંગ અભ્યંગ કરવાથી વૃદ્ધાવસ્થા જલદી આવતી નથી.

**માતા પિતા કે અન્ય દ્વારા કરવાની વિધી :**

**પ્રાશન :** બાળકના જન્મ પછી સમયાંતરે વિવિધ પ્રકારના ચાટણો ચાટવાની વાત આયુર્વેદ સૂચવે છે. આ પ્રકારના વિવિધ પ્રાશનો આપવાથી બુદ્ધિ, મેધા, રોગ સામે પ્રતિકારકશક્તિ વગેરે વધે છે. આમ તો આ વિધિ માતા પિતા જાતે કરી શકે પરંતુ નિષ્ણાત વૈદ્યની દેખરેખમાં કે તેના માર્ગદર્શન મુજબ જો થાય તો વધુ ફાયદાકારક બની શકે છે. ખરેખર બાળક માટે સૌથી વધુ ફાયદાકારક જો કોઈ પ્રાશન હોય તો તે સુવર્ણ પ્રાશન છે જેની વધુ વિગતો નીચે મુજબ છે.

**સુવર્ણ પ્રાશન :** સોનાનો ઘસારો કે સોનાનો વરખ તથા અન્ય ઔષધિઓ નાખીને સુવર્ણપ્રાશન તૈયાર કરવામાં આવે છે સુવર્ણ પ્રાશનની પ્રથમ માત્રા પુષ્યામૃત નક્ષત્રથી કરવાની હોય છે જે એક વર્ષ સુધી દરરોજ આપવાનું હોય છે. જેમાં દર પુષ્યામૃત નક્ષત્રના દિવસે આપવાની થતી માત્રા રોજ આપવાની હોય તેના કરતા વિશેષ હોય છે આમ તો સુવર્ણ પ્રાશન કોઈપણ ઉંમરે આપી શકાય છે. અને કોઈપણ ઉંમરથી શરૂ કરી શકાય છે પરંતુ આપણે ત્યાં કહેવત છે કે "પાકે ઘડે કાંઠા ન ચડે" તે મુજબ વ્યક્તિની ઉંમર જેમ વધુ તેમ સુવર્ણ પ્રાશનનો ફાયદો પૂરેપૂરો ન મળે. સુવર્ણ પ્રાશનનો પૂરો કે વધુ ફાયદો મેળવવા માટે જેમ બને તેમ નાની ઉંમરથી તેની શરૂઆત કરાવવી જોઈએ સુવર્ણ પ્રાશનમાં આવતું સોનું અને અન્ય દવાઓ એવી રીતે તૈયાર કરવામાં આવે છે કે તેનાથી કોઈપણ પ્રકારનું નુકશાન થતું નથી પરંતુ તેનાથી અનેક ફાયદાઓ થાય છે જેમકે (૧) રોગપ્રતિકારક શક્તિ વધે છે. બાળકને વારંવાર શરદી, ઉધરસ, શ્વાસ, સસણી, તાવ આવ્યા કરતા હોય કે ઋતુ બદલાય ત્યારે તરત બિમાર પડી જતા હોય ત્યારે બાળકને



સુવર્ણ પ્રાશન ખાસ કરાવવું જોઈએ. (૨) બુદ્ધિની શક્તિ વધે છે. (૩) સ્મરણશક્તિ વધે છે. (૪) ચપળતા અને સ્ફૂર્તિ વધે છે (૫) શારીરિક તથા માનસિક બળ વધે છે. (૬) વાળ સારા કાળા બને છે. (૫) શારીરિક તથા માનસિક બળ વધે છે. (૬) વાળ સારા કાળા બને છે. (૭) ચામડીનો વર્ણ સારો તથા ચામડી સુંવાળી બને છે. (૮) પાચન શક્તિ સુધરે છે.

**આરોગ્ય રક્ષક વિશેષ સૂચનો :**

(૧) બાળકને ચોકલેટ, બિસ્કીટ, બ્રેડ, આઈસક્રિમ, ઠંડાં પીણાં વગેરે જઠરાગ્નિ મંદ કરે તેવા પદાર્થો બને ત્યાં સુધી ન આપવા.

(૨) વધુ ખાવાથી કે પોષણવાળો ખોરાક વધુ ખાવાથી માત્રથી બાળક વધુ તંદુરસ્ત બને છે તે વાત યોગ્ય/ સાચી નથી. ખરેખર તો બાળકની પાચન શક્તિ બરોબર હોવી જોઈએ. આધુનિક વિજ્ઞાન પોષણવાદમાં માને છે જ્યારે આયુર્વેદ તેનાથી એક ડગલુ આગળ છે અને તે પાચન વાદમા માને છે, એટલે કે બાળક જે ખાય તેનું પાચન વાદમાં માને છે એટલે કે બાળક જે ખાય તેનું પાચન બરોબર થવુ જરૂરી છે. પાચન શક્તિ બરોબર હશે તો જ પોષણ મળશે, અથવા ખાધેલા ખોરાકમાંથી યોગ્ય પોષણ મળશે.

(૩) ટીવી જાહેરાતોમાં આવતા બાળકો માટેના દુધમાં નાખીને પીવાના વિવિધ પ્રકારના પાવડરોની બાળકના વિકાસમાં કોઈ વિશેષ ભૂમિકા નથી તે સત્ય દરેક માબાપે સમજી લેવું જરૂરી છે.

(૪) વૈદ્ય કે ડોકટરી સલાહ વગર ટોનિક આપવાની પણ બિલકુલ જરૂર હોતી નથી.

(૫) નાના બાળકો સ્વભાવતઃ જ ગળ્યો ખોરાક વધુ ખાતા હોઈ તેને કરમિયા થવાની શક્યતા વધુ રહેલી છે. તેથી તેનો ઉપાય વૈદ્યની સલાહથી કરવો જોઈએ.

(૬) બાળક હરતા ફરતા વારંવાર ખા-ખા કરે તેના કરતા એક જગ્યાએ બેસીને પેટ ભરીને બે વાર વ્યવસ્થિત જમી લે તે વધુ યોગ્ય છે.

(૭) બાળકો મોટાભાગે ઘરના અથવા અન્ય વડીલોના વર્તનનુ બરોબર

નિરીક્ષણ કરતા હોય છે અને તેનું અનુકરણ કરતાં હોય છે તે વાત ઘરની પ્રત્યેક વ્યક્તિએ સમજવી ખૂબ જરૂરી બને છે.

(૮) બાળકને જયારે દાંત આવતા હોય ત્યારે તેને વિવિધ પ્રકારની તકલીફો જેવી કે, તાવ આવવો, શરદી થવી, ઝાડા થવા વગેરે થાય તે સ્વાભાવિક છે પરંતુ તેનું પ્રમાણ ખૂબ વધી જાય ત્યારે અને ખૂબ નુકશાન કરે તેના કરતાં તેની યોગ્ય ત્થા સમયસર સારવાર કરાવવી વધુ હિતાવહ છે. જો કે દાંત આવવાના સમયપૂર્વે વૈદ્યનો સંપર્ક કરી યોગ્ય ઉપચાર કરવામાં આવે તો દાંત આવતી વખતે બાળકને થતી તકલીફો નીવારી શકાય તેમ છે, અથવા તકલીફો ઘટાડી શકાય તેમ છે.

(૯) બાળકને વધુ પડતી એન્ટી બાયોટિક અથવા સ્ટીરોઇડઝ જેવી દવાઓ આપવી હિતાવહ નથી. બને ત્યાં સુધી બાળકને તેનાથી દૂર રાખી શકાય તો વધુ સારું જે માટે આયુર્વેદ આપણને ખૂબ જ ઉપયોગી થઈ શકે તેમ છે.